એક દિવસ એવીલ કેસા, નહિ દેહાન્ગ ભરૂંસા, દેહાચા ભરૂંસા હરી૦ ૨
ચઉદ ચોકડી લંકાપતી, ત્યાચી કુણુ ઝાલી ગતી, કાય ઝાલી ગતી. હરી૦ ૩
લંકા સારીખે ભોવન, ત્યાચે પારખા જાણી, ત્યાચા પારખા જાણી. હરી૦ ૪
આહંતી લગહી ગલે, તુકા ભણે વાહે ઘેલા, ભણે વાહે ઘેલા. હરી૦ ૫

મંગળાચરણ ૩.

હરીરે રામ રામા રામા, રામારાય રાઘોબારે, રાય રાઘોબારે.
નામ ઘેતાં વાટે ચાલે, ત્યાચે જગન પાઉલે પાઉલે, જગન પાઉલે પા-
ઉલે હરીરે ૧
નામ ઘેતાં શ્રાસો શ્રાસી, તે નર જમેલા અપવાસી. જમેલા અપ-
વાસી. હરીરે૦ ૨
નામ ઘેતાં કરે ધંધા, ત્યાચે સમાધી તે સદા. સમાધી તે સદા. હરીરે૦ ૩
રામ રામ મુખે ગાવ, તુકા બંદી ત્યાચે પીકે વંદી ત્યાચે પાએપાએ, હરીરે૦ ૪

## ભોજો ભકત.

ભક્તિ શિશ તણું સાટું રે, આગળ વસમી છે વાટું;
એક દિવસતો આવી બની, રાજા મુરૂધ્વજને માથે;
કાશિએ જઈને કરવત મુકાવ્યું. હરિજનને હાથેરે. ભક્તિ૦
સત્યને કાજે ત્રણે વેચાયાં, રોહિદાસને રાણી.
રૂખીને વાસ્તે રાજા વેચાણો. ભરવાને પાણીરે. ભક્તિ૦ ૨
પેરો પટોળા પ્રેમનારે તમે, શુરવીર થઇ ચાલો;
ભોજો ભગત કહે ગુરૂ પરતાપે, અમરાપર મહાલોરે ભક્તિ૦ ૩

## પ્રિતમદાસના બનાવેલાં પદ.

### પદ ૧ લું.

હે હરિ નામકો નાવ, તાહીકુ સંત ચલાવે;
ઉતારે ભવપાર, નાથ શું જાઈ મિલાવે. હેહરિ૦ ૧
એક પલકમાં અનેક સો જોજન ઝાઝ ચલાવે;
બેસે નહી કોડી દામ, ઝાઝમાં લે બેઠલાવે. ૨
એસી તરે લે જાય, પેટકો પાણી નહાલે;

વૈકુંઠ ધામકે બીચ, ઝાઝકુ જાય ઝોકાવે. હે હરિ. ૩
હે હરિ નિરખે ભયાજન સોઇ, જોઇ ઉસ ઝાઝમાં બેઠા;
કહેત હી પ્રિતમદાસ, કમળ મહેલમાં પેઠા. હે હરિ૦ ૪

## રણછોડજીની સ્તુતિ.

સનમુખ ઉભા સામળીઆ, શે બોલો નહિ;
શો અપરાધ અમારો જીવણ જાણે શે બોલો નહિ;
ચરણ શરણ જે આવે છે શે બોલો નહિ,
તેનાં તમે અનેક જનમનાં બંધન નાંખો કાપી; શે બોલો૦
તમે જાતભાત જોતા નથી, શે બોલો નહિ;
કરમાને કયાં કરણી હતી. શે બોલો નહિ
તેની તમે ખીચડી ખાધી મહારાજ, શે બોલો નહિ;
શવરીનાં ખાધાં બોર, સે બોલો નહિ;
ગુણકા ગીધ અજામેળ સરખો પાપી, શે બોલો નહિ.
સુદામાને કયાં ધન્ય હતું, શે બોલો નહિ;
કે કદાડે ભણિયો તો એ ગજરાજ, શે બોલો નહિ;
ચોખામેળમાં શો આચાર હતો, શે બોલો નહિ;
તેનાં તમે તાણ્યાં સુવેલાં ઢોર, શે બોલો નહિ;
એવા અનેક ભગત ઓધારીયા, શે બોલો નહિ;
એક પ્રિતમ સરખો પાપી, શે બોલો નહિ;
તેનાં તમે અનેક જનમનાં બંધન નાંખો કાપી. શે બોલો નહિ;

## રણછોડજીના શણગાર.

રણછોડજીના રૂપમાં, મ૦ લીલા તે કુંડળ કાને ધર્યા, મન રંગાયું.
• પીળું પિતાંબર પહેર્યું રણછોડરાય. મન૦ ઓઢી ઉપરણી કેસરી. મન૦
લીલો તે વાગો અંગે ધર્યો. મન૦ પીળે પટકે બાંધી હરિએ કેડ મન૦
માથણ ઉપર લેકે કસબી પાઘ; મન રંગાયું૦ જમણે હાથે
છડી ધરી મહારાજ. મનરંગાયું૦
ભાલ તિલક કેસર તણાં; મન૦ લીલામણીનો બાંધ્યો છે શિ-

રપેચ, મન૦

બાંહે તે બાજુબંધ ધર્યા, મન૦ કંઠે લીલા તુળસી કેરા
હાર, મન૦

કાંડે તે કડાં સાંકળાં, મન૦ રત્ન મુદ્રિકા રાજત જમણે
હાથ, મન૦

અધુરનો રંગ લાલ બન્યો, મન૦ ગળે તે હાર ગુંજાર
તણા, મન૦

બીજા શોભે હિગતણા શણગાર, મન૦ ડાબી બાજુએ કટાર
ધરી, મન૦

તેના ઉપર બાંધી હરિએ ઢાલ, મન૦કટી કંદોરો કેડે ધર્યો,મન૦
પાવલીઆમાં ઝાંઝરનો ઝમકાર; મન૦ નખ સીખ સુધી
શોભીતા શણગાર. મન૦

આ શણગાર કર્યા પછી નવા ધર્યા તે કહે છે.

શણગાર સરવે સજ્યા હતા; મન૦ એક પલકમાં એ નવા ધર્યા મ૦
એક કમળ મુસ્તક ધર્યું. મન૦ બીજું જમણે અંગુઠે નંદલાલ,મન૦
છબી છબીલા લાલની મન૦પ્રિતમ તારા ચરણ કમલને આહાય;મન૦

ગરબી.

શું કર્યું ગીતા ગાઈનેરે. તેં શું કર્યું ગીતા ગાઈને. ટેક.
ભણ્યો ગણ્યો પણ ભેદ ન જાણ્યો, બિક પડ્યો પંડિતાઈનેરે. તેં શું.
પોથી વાંચીને પરમારથ ન કીધો, કુટુંબ પોષ્યું કમાઈનેરે. તેં શું૦
ભાગવત ભાખ્યું હેત રદે ન રાખ્યું, રહ્યો આપ સ્વારથ સાઈનેરે.તેં શું૦
શેશને માથે મણી છે તોપણ જીવે છે જીવ ખાઈનેરે; તેં શું.
કહે પ્રિતમ પોતાના ડહાપણથી, ગયો ચોરાસીમાં વહેવાઈનેરે તેં શું,

ધોળ. ૧

ભજન કરી લે ભાવેરે. ભવ ભટકણ ભાગે;
સંસાર સાગર તરતાંરે, ક્ષણું વાર ન લાગે. ૧
માયા મોહ નિંદ્રામાંરે, ગાફલ શું હોરે;
પાંચ ચોર વસે પાસેરે, આતમ ધન ચોરે૦ ૨

અચેત શું ઊંઘેછેરે, જોને આંખ ઉઘાડી;
વેગે વણસી જાશેરે, કાયાની વાડી. ૩
ચેત ચિદાનંદ ભગશેરે, ટળશે અંધારૂં;
આ અવસરછે રૂડોરે, હોય કારજ તારૂં. ૪
માહા પુરૂષનો મારગ રે, તે પગલું સહાજે;
પ્રિતમ પ્રેમ ધરીને રે, હરિના ગુણ ગાજે. ૫

પદ ૧૨ મું.

ધન્ય ડાકોર રૂડું ગામ, વસે મારો વહાલોરે;
સામળીઓજી ચતુર સુજાણ, તેને જોવા ચાલોરે. ૧
બહુ બોડાણાના પ્રિતે, પ્રભુજી પધાર્યા રે;
અહીંઆં આવીને ઉત્તમ કીધાં, કે અધમ ઓધાર્યા રે. ૨
ઘણા પાપી તે પાવન થાય, દરસન કરતાં રે;
દુઃખ જનમ મરણનાં જાય, સામાં ડગ ભરતાં રે. ૩
એવો આનંદરૂપી અખંડ, અંતર જામીરે;
વહાલો પ્રેમ તણે વશ થાય, પ્રિતમજીનો સ્વામી રે. ૪
એતો ભક્તિ તણે વશ થાય, ભગતજીનો સ્વામી રે. ૫

પદ ૧૧ મું.

એવો અપરાધી કોણ છે રે, જેને ભજન ન ભાવે;
ભક્તિ મૂકીને ભુતળ ભાર વહે છે, જેમ ગધાપર ગુણ છે રે. જેને૦ ૧
આવા હરિ જોઇ જેને નયણે ના નિરખ્યા, તેના લોચનમાં રઇને લુણ છે રે. જેને. ૨
આવા હરિ જોઈ જેનાં હઇડાં નવ હરખ્યાં, તેના ઉજડ આડે પહોર છે રે. જેને. ૩
મારૂં મારૂં કરતો ને મમતામાં ફરતો, મરવું તે નિધાન છે રે. જેને. ૪
પ્રિતમ પ્રભુજીનું ભજન કરીલો, એ હરવાનો ઠામ છે રે. જેને. ૫

ધોળ. ૨

રાતો ઘોડો રણપાખરીયો.શ્વેત ધર્યો શણગાર જોને. એ રાગ.
હરિનો મારગ છે સુરાનો, નહિ કાયરનું કામ જોને;
પરથમ પહેલુ પુસ્તક મુકી, વળતી લેવું નામ જોને. ૧

સુંતવિત દારા શિશ સમરપે, તે પામે રસ પીવા જોને;
સિંધુ મધ્યે મોતી લેવા, માંહિ પડ્યા મરજીવા જોને. ૨
મરણ આગમે તે ભરે મૂઠી, દિલની દુગ્ધા વામે જોને;
તીરે ઉભા જુવે તમાસો, તે કોડી નવ પામે જોને. ૩
પ્રેમ પંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જોને;
માંહી પડ્યા તે મહાસુખ માને, દેખનારા દાઝે જોને. ૪
માંથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહીં સેહ્લ જોને;
મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને. ૫
રામ અમલમાં રાતા માતા, પુરા પ્રેમી જન જોને;
પ્રિતમના સ્વામીની લીલા, નિરખે રજની દન જોને. ૬

## ૫ મીરાંબાઇ.

ગોવીંદોજી પ્રાણ અમારોરે, મુંને જુગ લાગ્યો ખારોરે;
મુંને માહારો રાંમજી ભાવેરે, બીજો માહારી નજરે ન આવેરે. ૧
મીરાંબાઈના મોહોલમાંરે, હરી સંતનકો બાસ;
કપટીથી હરી દુર વસેરે, માહારા સંતન કેરે પાસ. ગોવીં૦ ૨
રાંણાજી કાગળ મોકલેરે, દેજો મીરાંને હાથ;
સાધુની સંગત છોડીદો, તમે રાખો દુનીઆંમાં લાજ. ગોવીં૦ ૩
મીરાંબાઇ કાગળ મોકલેરે. દેજો રાંણાને હાથ;
સાધુની સંગત કમુ હું ન છાંડું, નહી રહું તમારી પાસ. ગોવીં૦ ૪
વીખનો પ્યાલો રાણે મોકલ્યોરે, દેજો મીરાંને હાથ;
અમરીત કરી મીરાં પાઈ ગયાં, જેહનો હરીએ ઝાલ્યો હાથગો૦ ૫
સાંઢ વાળા સાંઢ શણગારજોરે, જાવું સો સો કોસ;
રાંણાજીના દેશમાંરે, જળરે પીવાનો દોશ. ગો૦ ૬
ડાબો મેહેલો મેડી તારે, રમગઇ પુરવ માંહે;
સરવ છોડી મીરાં નીસરાં, જેનું મનડું નમાયા માંહી. ગો૦ ૭
સાસુ અમારી સુખમણારે, સસરો પ્રેમ સંતોશ;
જેઠ જુગો જુગ જીવજો, માહારો નવ લીઓ નીરદોષ. ગો૦ ૮
સુંદડી ઓઢું તારે રંગચુવેરે. રંગ સોરંગી હોય;
ઓઢું કાળો કાંબળો, દુજો ડાઘ ન લાગે કોઅ. ગો૦ ૯

મીરાં હરિની લાડણીરે, રહેતી સંત હજુર;
સાધુ સંગે ડા ગુરે, પેલા દસ કપટીસેં દુર; ગોવિંદો ૧૦

## પદ ૨જું.

માગત માખણ રોટી. ગોપાળ પ્યારે માગત માંખણ રોટી. ૧
મેરે ગોપાળજીકું રોટી બના દેઉં, એક છોટી ને બીજી મોટી. ગો- ૨
મેરે ગોપાળજીકું બોધ કરુંગો. બ્રમ્હ ને બાંનકો બેટી. ગોપાળ. ૩
મેરે ગોપાળજીકું અંગાઓં બનાદેઉં, માથે કલંકો ટોપી. ગો. ૪
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર. ચરણ કમળ ચિત જોતી. ગો. ૫

## પદ. ૩ જું રાગગોડી.

વાટ જુવેછે મીરાં રાંકડી, ઉભી ઉભી;
મુનીવર સ્વામી મારે મંદીર પધારો,
વાલા સેવા કરેછે દિન રાતડી, ઉભી ઉભી; વાટ. ૧
ફુલનાતે હારને ફુલનાતે ગજરારે,
ફુલ તારાને ફુલ પાંખડી; ઉભી ઉભી. વાટ. ૨
પે પકવાંન મીઠાઇઓરે મેવાને,
ઘેબર, જલેબી, તલસાંકળી; ઉભી ઉભી. વાટ. ૩
લવીંગ સોપારીને પાંનનાં બીડાંરે,
એલચી દોડાને તજ પાંખડી; ઉભી ઉભી. વાટ.૪
સાગ સોનાના સોગટાં ઢાળ્યાંરે,
રમતા આવોતો જાય રાતડી; ઉભી ઉભી. વાટ. ૫
મીરાંબાઇ કહે પ્રભુ ગિરધરનાર,
જોતાં ઠરેછે મારા આંખડી ઉભી ઉભી. વાટ. ૬

## પદ. ૪ થું.

બની આવેતો રામનામ લઇએરે, નીકર મુન રહીએ;
આરે સંસાર સરવે વહોવહો જાતાં. હાંરે વહેતા સંગાથે નવ વહીએરે; ની૦
કુડીલાં કડવા વચન કોઇ કહેતોરે, સેનાં આવ્યાં તેગ સહીએરે; નીકર૦ ૨
મહા પુરૂષને મેલે ચલોજેરે, મહા પદનો મરમ લઇએરે; નીકર૦ ૩
કહે પ્રેમદાસ લ્યો વેદની વાંણીરે, લખીને રાખજો હઇએરે; નીકર૦૪

### પદ. ૫મું.

મોહન લાગત પ્યારો, રાણાજી મને મોહન લાગત પ્યારો;
જ્યાકી કળામાં હાલત ચાલત, બોલત પ્રાણ આધારો;
ત્યાકી માયામાં સબજુગ ભુલ્યા, એહી પુરૂષકે ન્યારો; રાણાજી૦ ૧
તમ કહેતે અરધંગા અમારીને, અમશું લગાઓ કાલો;
ચઉદ ભોવનમાં આગી કહ્યો હે, સો નીચો વરહુ અગારો; રાણાજી૦ ૨
તમહી જુડે અમહી જુડે, તે જુડો તે રાજ પસારો;
નારી પુરૂષકો સંજોગ જુડો, ફુરશો હૈયો તમારો; રાણાજી૦ ૩
સાળુ પીતાંબર ગોવિંદકી માળાનો, લહલહ અગનમાં ઝોઓ;
છાપાં તિલક તુળશીની માળા, સાધુ સંગત નિસતારો. રાણાજી. ૪
મીરાંબાઈ કહે પ્રભુ ગિરધર નાગર. ચરણકો બરદ સંભારો;
જેણે હરિ મેતા હરિકિના ખોયા, ધિક એ મનુષ્ય જનમારો. રાણાજી. ૫

### પદ. ૬ ઠું.

મેરો મન હરલીનો રાજા રણછોડ. મેરો૦ ૧
ત્રીકમ માધવ ઓર પરશોતમ, કુબેર કલ્યાણની જોડ; મેરો. ૨
રાધા રૂક્ષમણી ઓર સતભામા. જાંબુક વરણી કે જોડ; મેરો. ૩
ચારપાસ રતનાગર ગાજે. ગોમતી કરત કલોલ; મેરો. ૪
મીરાંબાઈ કહે પ્રભુ ગીરધર નાગર. હરી મારા દલડાના ચોર; મેરો. ૫

### પદ. ૭ મું.

મુખડાંની માયા લાગીરે, મોહન તારા ટેક.
મુખડું મેં જોયું તારૂં. સરવે જુગ થયું ખારૂં;
મન મારૂં રહ્યું ન્યારૂં રે, મોહન તારા. ૧
સંસારીનું સુખ એવું. ઝાંઝવાના નીર જેવું;
તેને તુચ્છ કરી ફરીએરે, મોહન તારા. ૨
સંસારીનુ સુખ કાચું. પરણીને રંડાવું પાછું;
તેને ઘેર શીદ જઈએરે, મોહન તારા. ૩
પરણુંતો પ્રીતમ પ્યારો, અખંડ સોભાગ્ય મારો;
રાંડવાનો ભે ટાળ્યોરે, મોહન તારા. ૪
મીરાંબાઈ બલિહારી, આશા એક મને તારી;
હવે હુંતો બડભાગીરે, મોહન તારા. ૫

## વિક્રમાનંદ પદ. ૧ લું

કયું રે હરીકું ભજતા નહીંરે. બહોત જનમ પસ્તાવેગોરે; કયું રે. ૧
અહિંઆં તુજે મીઠા મીઠા ભોગ લગતહે.
વાં તુજે સૂળી ચડાવેગોરે; કયું રે હરીકું ભજતા નહીંરે. ૨
અહીંયાં કીસીકી તું માનત નાહીં,
વાં તુજે કોણુ છોડાવેગોરે, કયું રે હરીકું૦ ૩
કહેત વિક્રમાનંદ હરીકું સાહીકર,
ફીર જનમ નહીં પાવેગોરે; કયું રે હરીકું૦ ૪

## નરભેરામના બનાવેલાં પદ.

પદ. ૧ લું. રાગ કાફી.

સરસ્વતિ વસો જીભેરે. વેહેવાર વાત વઢવું છે;
ખાંતીલે નહાવું ખાળ્યુંરે, તાતની હડીયે ચઢવું છે; ટેક.
ગોમતી નાહ્યાનું નાણું જે આપું, શાની તમારે મારે પ્રીત;
પીતા થઈ પુત્ર પાસે નાણું માગો છો, કહો કીયા દેશની રીત;
માફ કહી ઉત્તર આપોરે ત્યાં સુધી અડવું છે. સરસ્વતિ૦ ૧
કેટલું નાણું આપ્યું દુરવાસાજી. બળ- દ્વારથી આવ્યા જદુવીર;
તેમના પ્રેમ તમે જાણ્યા સુવર્ણના, બીજાના જાણ્યા કથીર;
વિચારી જુઓ વહાલારે, પછી પાએ પડવું છે; સરસ્વતી. ૨
કંચન દ્વારિકાં પિતાને દેખાડી, છાપ મોકલી નાથ;
શું જાઇ મોકલી શું જોઈ ખાળી. તે વહાલા કહો મને વાત;
ગુરૂથી કહે છે નરભેરે, એ ઓપડ કડવું છે; સરસ્વતિ. ૩

પદ. ૨ જું

નાણું આપે નરભેરે, વાવરજે છોગાળા;
ગાંઠ બાંધજે તાણીરે, ધોળી ધજા વાળા;
*કપટી કેશવ જાણુતતો, શ ને આવત પચાસ જોજન;
સાંભળ્યું શ્રવણે સાધુને છાપે છે, માટે મળવા ધર્યું મન;
દરશન દીધોરે. દુર કરી પાળા; નાણું૦ ૧
ભેખ દેખીને અન્તર નથી કરતા, છાપ આપો છો હરી;
પાઘડી બાળી છાપ ખાળી છબીલા, પરિક્ષા તો એવી કરી;

સમસ્યા લેજો સમજીરે, જે કહી કાનડ કાળા; નાણું૦ ૨
હારોછો જનથી નથી હરવતા, માટે હરી હઠ મેલ,
કહે નરભો છોટાલાલ પ્રતાપે, નથી એ તલમાં તેલ;
લેવાનું મુજ પાસેરે, હરી હરી જપ માળા. નાણું૦ ૩

પદ. ૩ જુ

કેદહાડાના સુખીઆરે, સુતાછો પલંગ ઢાળી;
ઘણા દિવસ ગૈ ચારીરે. શ્રી વંદ્રાવંદ ખાલી; ટેક૦
આગલા દન તેતો ગયા વીસરી, ખાતું ખાતા ગોવાળાની સંગ;
કદંમના ઝાડ તળે બેઠક તમારી, એવા હતા તમારા ઢંગ;
ઓઢતાતા નિત કેશવરે. કામળી તમે કાળી; કેદહાડાના૦ ૧
આજ અગરીતરસ ભોગ કરોછો, પ્રભુ મોનીતિ માગી ગોહાઈ;
પંચવટીમાં કંદમુળજ જમતા, બોરાં ખાવાં રઘુરાઇ;
ભાજીતો ભુધર ખાધીરે, ત્રણભોવન ભાળી; કેદહાડાના૦ ૨
ઉઠો છબીલા આળસ દુરકરી, મને છાપો આપોને જદુવીર;
ક્યાંરે લગી તમે વારજ કરશો, ઓછીતે જાત આહીર;
પ્રીતલડી ના જાણીરે, અંતરનીજ અંજવાળી; કેદહાડાના૦ ૩
કહે નરભો છોટાલાલ પ્રતાપે, રથ હાંકયો અરજુનનો રથિ;
ઝાઝું જીભ્યાથકી શુંરે કહેવરાવો, લાજે લાજો હો લક્ષ્મી પતી;
આજ તમારીરે મેં વાત જાણી વનમાળી; કેદહાડાના૦ ૪

## અમરીષ રાજા વિષે.

પદ ૪ થું. રાગ કાફી.

અમરીષ જન એવા રે, હરીચરણે જેની ગતી;
રૂજની દિવસમાં રે. ક્ષણું પરચાર નથી; ટેક.
પાછલી દોઢ પહોર હોએ જ્યારે. ત્યારે અમરીષ જાગે સહી;
અબોટ પાટલાને વાંસણ માજે, પછી પહોર એક રહી;
શેવામાં પહોર એક વીતેરે, ભક્તિ કરે એમ અતી; અમરીષ૦
પોહોર એકતું ધ્યાન ધરે, ને પહોર એક રસોઇએ જાય;
પ્રભુને જમાડીને પરસાદ લેતા, પછે નરત કરે ને ગુણગાય;
ઢાંકરા વેણે ધણીનારે, ઉથાપન વેળા થતી. અમરીષ૦ ૨

ઉથાપન કરે અતી ઉમળકે, જ્યારે ઘેનું આવે ભોવન;
આરતી ઉતારી પછી સ્તુતિ કરતા, અમરીષ ઉજ્વળ મંન;
વેણુ ગ્રહે કરમાં રે, પડે જ્યારે દિવે બતી. અમરીષ૦ ૩
સાડાપાંચ પહોર શેવામા વીત્યા, પહોર એક સેન ભોગ ધરાય;
પ્રભુને જમાડીને પહોરાડે ત્યારે, સાત પહોર પુરણ થાય;
પછી પહોર ઊંઘેરે. આઠ પહોર એમ જતી; અમરીષ૦ ૪
આઠ પહોર એણીરીતે પરવારતાં, ક્રશ્ન તણા ગુણગાય;
કહે નરભો છોટાલાલ પ્રતાપે, તેને લળી લળી લાગું પાય;
ભક્તિ એક સાચી રે, જુઠી જાણે રાજ નીતી. અમરીષ૦ ૫

પદ ૫ મું.

શેવાની સામગ્રી રે રાજા અમરીષ હાથે કરે;
ના આપે કામ ચાકરને રે. નીર રાજા હાથે ભરે; ટેક.
હાજર ચાકર હાજર રાણી. ને હાજર રહે સઉ ગામ;
પ્રભુની શેવામાં ભાગ શો પરનો. માટે ના સોંપે કામ;
વેણુ પુષ્પ હાથેરે, હાર હરી કંઠે ધરે. શેવાની૦ ૧
અમરીષજીએ પોતે એમ વિચાર્યું. પહોર સાત શેવામાં થાય;
એક પહોર ઊંઘાએછે, તે પહોર અવરથા જાય;
તે પાડું મજરે રે, તો મુજ કારજ સરે. શેવાની૦ ૨
શેવાની સામગ્રી સરવે હાથે થાયછે. ને દરણું દળેછે કોઈ ઓર;
તે દરણું કદી હાથે દળીએ તો, પ્રમાણ આઠે પહોર,
માટે માંડી ઘંટી રે. કોમળ થકી કેમ ફરે. શેવાની૦ ૩
કોમળ અમરીષ ઘંટીએ બેઠા. ધીરજ આણી હઇએ;
કહે નરભો છોટાલાલ પ્રતાપે, ભકતતો તેને કહીએ;
એ રસ સાંભળતાં રે, ત્રીવેદી તાપ હરે. શેવાની૦ ૪

પદ. ૬ ઠું, રાગ કાફી.

કોમળ રાજા અમરીષ રે, ઘંટીએ બેઠા સહી;
છુટયો પરશેવો રે, તે વરણ્યો જાએ નહીં; ટેક૦
કોમળ રાજાને કોમળ રૂદીઆ, કોમળ દેહ અતુલ્ય;
દેહરંગ જાણે કસુંબો ચડીઓ, સુંવાળુ ગુલાબનું ફુલ;

અમરીષ જન એવા રે, ઘંટીએ બેઠા જઇ; કોમળ૦ ૧
કોમળ હોને ચેન છે કેવાં, ઉજ્જળતાનો ગંગ;
બળ કરીને જ્યારે ઘંટીને ખેંચી, તારે વળ્યો પરશેવો અંગ;
લીલાવટ મેણો રે, રહ્યો જાણે પરભાવહી. કોમળ૦ ૨
કોમળ પત્રપર જળીત શોભે, મેઘ તણાં બીંદુ;
મોતીઆ છુટયા તે તારાની તોલે. મુખ અમરીષનું ઇંદુ;
હરીતો વશ જેને રે, એવીતો જેણે ટેકગ્રહી. કોમળ૦ ૩
શ્રી કૃશ્નજી તેનો પલંગે પોઢયા. દાશી ઢોળેછે વાય;
અમરીખ માટે હરી ઝબકીને જાગ્યા, મારે ભગતની કરવી સાહાય;
કરે વાય વીંજણે રે, અમરીષ પુંઠે રહ્યા. કોમળ૦ ૪
લક્ષ્મી કરથકી લીધો વીંજણો. ધાયા ધસમસીને નાથ;
કહે [illegible]ગણી પ્રભુ કંઇ પધારો. મુનેતો અચરત વાત;
પછ[illegible] મુને પુછોરે, જ્યારે ત્યાં[illegible] હું આવું જઇ કોમળ૦ ૫
અમ[illegible]ખ પુઠે હરી વીંઝણો કરતાં, આદ્દ હરી જુગદીશ;
તે [illegible] [illegible] મંદીરમાં જોજો, સર્વ ઇશનો ઇશ;
મુર[illegible] [illegible] માને રે. સાચાંનેતો સંશય નહીં. કોમળ૦ ૬
ઘં[illegible] [illegible] જેયું અમરીએ પુંઠે. ત્યારે દીઠા શ્રી જગરાય;
કહે[illegible]ખો [illegible]ટાલાલ પ્રતાપે, નમ્યો અમરીખ હરીને પાય;
તમે [illegible]રો [illegible]જણો રે, તેતો અણુઘટતી થઇ. કોમળ૦ ૭

પદ ૭ મું.

પોરાઢ[illegible] [illegible]રે, સુખ પલંગ [illegible];
પુષ્પ [illegible] [illegible]રે. વજ્જરની ટાળી. ટેક.
સુખ પલંગમાં સ્વામી કેમ જાગ્યા. તેતો કહો મુજને વાત;
ઠાકોર સાકરને વીંજણું કરોછો, તેતો અણુઘટતી થઇ;
નેત્રાંમાં પાણી મેલેરે, તેતો અચરજ ભાળી; પોરાઢયા. ૧
શ્રીકૃશ્ન અમરીષ પ્રતે કહેછે, એક પહોર ઉંઘને તુય;
પહોર એક તારી શેવા માનું, વચન આપું હુંય;
ત્યારે અમરીષેરે, પ્રભુની વાચા પાળી; પોરાઢયા૦ ૨
સંનકાદીક ઇંદ્રાદીક જેનું, ધ્યાન ધરે શિવ શેષ;

શહસ્ત્ર ફેણાએ શેષ રટણ કરેછે, વિસામો ન પામે લેશ;
સાંદ્ધ જોગાનેરે, લાગી ધ્યાનની તાળી; પોરાઢયા૰ ૩
રાજ નીતિની અમરીષને ખબર નથી કરે શેવા સમરણુને નેમ;
કહે નરભો છોટાલાલ પરતાપે. હરીએ, વિચાર્યું એમ;
રાજ રક્ષણુનેરે, મેલ્યું ચક્ર વનમાળી પોરાઢયા૰ ૪

## પદ ૮ મું.

લેને લેને લાવ જીવને જોતાં નહીં જડે;
જોતાં નહીં જડે જીવને ખોળ્યાં નહી મળે; લેને લેને૰ ૧
કસ્તુરીને કેરડો લઈ. તેલમાં તળે;
આવો રૂડો મનખો મેલી ભુતમાં ભમે. લેને લેને૰ ૨
મોતી સરખો દાણો લઈ. ઘંટીમાં દળે;
આવળી તનું બીજ વાવે. આંબો નહીં ફળે. લેને લેને૰ ૩
સંત બોલાવે બોલતો નથી, અભીમાનમાં ફરે;
મારી ધકકે આગળ કરશે, વેઠે ભાર ભરે. લેને લેને૰ ૪
માયા તને મીઠી લાગે, ગોળસેં ગળી;
નરભેરામના સાથમાં તો ફુળ નહીં મળે. લેને લેને૰ ૫

## પદ ૯ મું.

શેલો શેલો બહુ શેલો. રણુછોડરાય બહુ શેલોરે;
વાત કરતાં વાલોજી આવે. ગોઢે ચડેછે વેહેલો વેહેલો, રણુ૰૧
ગગસ બરફી જમવાને જોઈએ. વેંચવા કહડાવે પેલો પેલો; રણુ૰
ભગત જનનાં સંકટ હરવા, થાયછે, ગાંડોને ઘેલો. રણછોડ૰ ૩
હરદે કમળ રૂપી હેમની દાબડી, તે વસ્તુ મહી મેલો. રણછોડ૰ ૪
કહે નરભેરામ ગુરૂ પરતાપે, એના ખેલમાં ખેલો રણછોડ૰ ૫

## પદ ૧૦ મું.

રંગભીના રંગભીના, રણછોડરાય રંગભીનારે;
આવા ગમન અમરીખનો વારયો, દશ અવતારને લીના. રણ૰ ૧
સેનાને માટે તમે નાપીક થયા, કુણ કરે તમવિના. રણછોડ૰ ૨
બાહીર મુખાંનો મુગટ લીધો, અવગુણ ન જોયા એના. રણ૰ ૩
કહે નરભેરામ ગુરૂ પરતાપે, આદે અનાથ નાથ દીના. રણછોડ૰ ૪

### પદ ૧૧ મું.

છોગાળા છોગાળા રણછોડરાય છોગાળારે;
મુસ્તક મુગટને કાંને કુંડળ, આંખનેણાં અણીઆળાં. રણ૦ ૧
ગળે ગળચના ઉતરી સાંકળી. ઉર મુક્તાફળ માળા. રણ૦ ૨
શંખ ચક્ર ગદા પદ્મ ધરેલો, ભગત તણા પ્રતીપાળા. રણ૦ ૩
કહે નરભેરામ ગુરૂ પરતાપે, ઠાકોર ડાકોરવાળા. રણછોડ૦ ૪

### પદ ૧૨ મું.

વનમાળી વનમાળી. વીઠ્ઠલ વર વનમાળારે;
અઢાર ક્ષોણી તમો દળ વરતાવ્યું, ટીટોડી મેલી તમે ગારી. વી૦ ૧
ચક્ર ધરયું તમે ભિષ્મની માટે. તેની પરતીગ્ના પાળી. વી૦ ૨
રાસ રમ્યાને રંગ રમાડયા, તેડી તે વ્રિજની નારી. વી૦ ૩
કહે નરભેરામ ગુરૂ પ્રતાપે. સુખના સેમા વાળી. વી૦ ૪

### પદ ૧૩ મું.

રામ રટણમાં સારછેરે, સીતારામ રટણમાં સારછે;
મુનશાહેબ પાંગીને રામ વિસાર્યા, ધિક તેનો અવતારછેરે સિ૦ ૧
મુનશાહેબ પાંગીને રામરણ ભુલ્યો. તેને કલ્યાણની વારછેરે સિ.૨
કુસંગ કુનારનો સંગ કર્યાથી, જમનો મોટો મારછેરે. સિતા૦ ૩
લખ ચોરાશીના ફેરારે ફરતાં, મુનશાહેબ છેલ્લો જવારછેરે. સિ૦૪
કહે નરભેરામ ગુરૂ પ્રતાપે, રામ રટાથી પારછેરે. સિતા૦ ૫

## તુળશીદાસ કૃત્ય.

### ભજન.

મેરે મન બસ ગયો સિતારામ,
સિતારામ સિતારામ સિતારામ, મેરે મન બસ ગયો સિતારામ૦ ૧
રતન સિંઘાસન રઘુબર બેઠે, ચમર ઢોળે હનુમાન. મેરે૦ ૨
તુમમતળોશરજાવોજીમોરે મનસે,તુમ બીન નીકશી જાવેજી મેરે પ્રાણ. મે. ૩
સિતારામ લક્ષ્મણ ભરત શત્રુઘ્ન. શેશ સહસ્ત્ર મુખ લેતહી નામ. મે૦૪
તુળશીદાસ ભજ દશરથ નંદન, ચોસઠ ઘડીને આઠું જાંન. મેરે૦ ૫

### પદ ૨ જું.

હોલો હોલી કહેછેરે પ્રભુજી મારી વારે ચઢો;

બચ્ચાં મારાં મારેરે, તજે આની ભોલ ખડયો; ટેક.
બાણ તાણીને ઉભો પારધી, ને ઉપર આવ્યો બાજ;
પોલારમાંથી સરપ જો નીસરે, તો વણુશે મારાં કાજ;
ગરૂડના ગામીરે, આંટી રાખી રખે રહો; હાલો હાલી૦ ૧
કહેતાંમાંજ પરવરીયાને, સરપમાં નીરવાણ;
પારધીને તો પગેરે ડશીયો, તતક્ષણ લીધા એના પ્રાણ;
ત્યાંથી બાણ છુટેરે, બાજ આવી હેઠે પડયો; હાલો હાલી૦ ૨
કઠણ વેળામાં કામજ આવે જો, ભજન કરો તો બે જાય,
એવા સમરથ સ્વામિને મુકીને, કોના પુજુ પાય;
ગુનેગાર તારોરે, તુળશીદાસ ખરો; હાલો હાલી૦ ૩

પદ ૩ જું.

લાંબી સોડે સુતોરે, સુખની તેં સજ્યા કરી;
કદીએ નવ બોલ્યોરે, મુખથી તું હરી હરી; ટેક.
આછેરે તારૂં ને આછેરે મારૂં, તેમાં બંધાણું તારૂં ચિત;
અલબેલીનો સંગત મુક્યો, તે વિના તું આંધળો ભીંત;
ઠરીને ઠેકાણેરે બેઠો નહીં એક ઘડી; લાંબી સોડે૦ ૧
શિર ઉપરતો કાળ ભમેછે, જેમ તેતર પર બાજ;
કહીએ ખરા પણ, કહ્યું ન માને કરે જગતને કાજ;
જે જેમ તે તેમજરે, મુકીને તારે જાવું મરી; લાંબીસોડે૦ ૨
ઉંચી ઉંચી મેડીને બાગ બગીચા, નવી નવી ભાતના રંગ;
તે ઘેર બેઠા કાગ કકળશે, કોઇએ નહીં આવે તારી સંગ;
તુળશી તો કહેછેરે, લખ ચોરાશી ફરો; લાંબી સોડે૦ ૩

પદ ૪ થું.

સિતારામ ઉપાસી, આએ મોરે સિતારામ ઉપાસી;
ભાલ તિલક તુળશીકી માળા, અવધ પુરકે બાસી; આએ૦ ૧
તિરથ વ્રત સબે કરી આએ, કોટી ગંગા કોટી કાશી; આએ૦ ૨
ચરણ ધોઇ ચરણામૃત લીધો, શીતળ હો ગઇ છાતી; આએ૦ ૩
રઘુબર છાંડ ઓરનકુ ભજહી, સો નર જમપુર વાસી; આએ૦ ૪
તુળશીદાસ રઘુબરકે શરણે, મીટ ગઇ લક્ષ ચોરાશી; આએ૦ ૫

### પદ ૫ મું.

શરણુ તીયારે મેં આયો. કુટુંબ તજી શરણુ તીયારે મેં આયો;
છાંડી હરી લંકા કનક કેરે મંદીર, હરી ચરણે ચિત લાયો; કુ૦ ૧
જબ મોએ રાવકીઓ લંકાકો, તબ મેરો માન બડાયો;
જન્મ મરણકો બંધન છુટો, રામ દરશન પાયો; કુટુંબ૦ ૨
ઓ રઘુનાથ અનાથકે નાથા, તબ મોંઓ કંઠ લગાયો;
તુળશીદાસ પ્રભુ તમારી કૃપાસં, રાજ વિભીક્ષણ આયો. કુટુંબ૦ ૩

### પદ ૬ ઠું. રાગ ભૈરવ.

પ્રાત સમે રઘુબીર જગાવે, કૌશલ્યા મેં તારી;
ઉઠો લાલજી ભોર ભયોહે, મુનીજન મન હેતકારી. ૧
બ્રહ્માદિક ઇંદ્રાદિક દેવતા, રૂશી સનકાદિક ચારી;
બાંન બીમન વેદ ધુની લગાવે. રઘુકુળ બિસ્તારી. ૨
બંધીજન ગાંધ્રવ ગુણ ગાવે, નાચે દેહ તાહારી;
સેના સહીત સબ દ્વારે હાડે, હોત કતાહળ ભારી. ૩
ભરત શત્રુઘંન ચમર છત્ર લીએ, જનક સુતા લહે ઝારી;
નેત્રાપાંન લીયે કર લછમન, ભર કંચનકી થારી. ૪
સુન પ્રીયે બચન ઉઠે રઘુનંદન. લોચન પલક ઉઘારી;
ચિતવત અને કીયે મરાર, મુંદીત ભયે નરનારી. ૫
કરી અશનાન દાંન નૃપ દીજે, લીલાવટ તિલક સમારી;
જેજેકાર કરત બન માથો, તંનમંનધંન બલિહારી. ૬

### પદ ૭ મું. રાગ કાફી.

ભજીલે તું સિરામ, અબ તારો દાવ બન્યો. ભજીલે તું સિતારામ;ટેક૦
તેરી કાયા કછુ કામ નહીં આવે. માતપિતા ધનધાન; અબતો૦ ૧
ઓચીંતાકો તેરો કાળ આવેગો, અબ તેરો કોણ જમાન; અબતો૦ ૨
ભીલપારધી અજામેળ ઉગાર્યો એસોઇ સમરથ નામ; અબતો૦ ૩
તુળશીદાસ આશ રઘુવરકી, સબકો પુરણ નામ; અબતો૦ ૪

### પદ ૮ મું. રાગ ઠુમરી.

નહીં બન જોગ સખી, દોનું બાલક નહીં બંન જોગ;
એક શ્યામ દુજા ગૌર રૂપકે, નેનભરે બિલોક. સાખી૦ ૧

રામ લછમન સિતાબનકું સધાવે, દેખત નગર કે લોક; સખી૦ ૨
કૈસકી માતપિતા કૈસે જીવે, કૈસે જીવે અવધકે લોક; સખી૦ ૩
કંદમુળ લછમન લેઈ આવત, વાંકે લગાવત ભોગ; સખી૦ ૪
તુળશીદાસ રઘુનંદકે ચરણે, ભાવીરે આસી ભાવીરે લખગઈ મહાવંન વિજોગ; સખી૦ ૫

### પદ ૬ મું. રાગ બિહાગ.

ભજનકો પરીમાન, એસો હરી ભજનકો પરિમાન;
ભજનકો પરિમાન એસો, જળ તારે પાશાણ; એસો હરી. ટેક૦ ૧
ચલત તારાને અચળ મંડળ, ચળત રવી શશી ભાણ;
દાસ ધ્રુવકું અચળ પદવી, રામકે દિવાન; એસો હરી. ૨
રાવણકે દશ શિશ છેદે, કર ગ્રહે સારંગપ્રાણ;
વિભીક્ષણકું લંકા દીના, ભક્ત પોતાકો જાંન; એસો હરી. ૪
નિગમ જાકી સાખ પુરે, સુનો સંત સુજાણ;
દાસ તુલસી શરણુ આવ્યો, રાખીએ ભગવાન; એસો હરી૦ ૫

## સાખીઓ.

તુળસી આ સંસારમેં ભાતભાતકે લોક;
હીલીએ મીલીએ ચાલીએ નદી નાવ સંજોગ. ૧
તુળશી સુનશાહેદ ઘરી. ન જપ્યા શ્રી જુગદીશ;
જનુની નારતવેરતાં કાં કાટયો નહીં શીશ. ૨
અર્જના ગજ્યો તારો દુરમતી, વાંજ ન રહી તોરી માત;
જાઘર કથા કીરતન નહીં, તાઘર બડા ઉતપાત. ૩
સબ સોનાકા નગર બન્યા, પારસ મણીકી પોળ;
તુળસી હરિકી ભક્તિ વિના, જમડા કરે ધમરોળ.
ઢોર ઘડંતાં મનિખ ઘડયો, ભુલ્યો શીંગને પુંછ,
તુળશી હરીકે ભજન વિના ધિક દાઢી ધિક મુછ. ૪
ધંન ભોમી ધન્ય ગામને, જ્યાંહાં સંત બિરાજે આઇ;
જગજીવન પાવન કરે. હીલી મીલી હરી જસ ગાઇ. ૫
તુલશી કહે મેં પારખું, પરખ્યા રામ રતન;
જપ તપ તિરથ કાચ મણી, તાંહાં હું માને ગન. ૬

પારસ મણીકે સંગથી, કંચન ભઇ તરવાર;
તુળશી ઉનમેં તિન રહે, ધાર ભાર આકાર. ૭
સબ નદીયો ગંગા વહે. સબ પથ્થર સાલીગરામ;
સબ વનસ્પતિ હે તુળશી, જાકે હરદે રામ. ૮
દયા ધરમકો મૂલ હે, પાપ મૂલ અભિમાન;
તુળશી દયા ન છાંડીએ, જબ લગ ઘટમે પ્રાંણ. ૯
પરધન પથ્થર જાણીએ, પરસ્ત્રી માત સમાન;
એતે કરે હરિ નહિ મીલે, તો તુળશીદાસ જમાન. ૧૦
તુળશી તરીયા રંકકી, આનની ન કહે કોય;
હે હરીની કહે આપણી, અંત ફજેતી હોય. ૧૧
ચિત્ર કોટકે ઘાટપર, ભઇ સંતનકી ભીડ;
તુળશીદાસ ચંદન ઘસે, તિલક કરે રઘુવીર. ૧૨

### પદ ૧૦ મું. રાગ બિહાગ.

બાનાની પત રાખ, પ્રભુ તારા બાનાની પત રાખ;
બાનારે માટે જો દુઃખ દેશો તો. કોણ જપે તારો જાપ. પ્રભુ. ટેક.
રોહિદાસનારે તમે પાતરાં લીધાંને. નવ જોઇ જાતને ભાત;
શાને માટે સનમુખ રહીને તમે, નાઇ કેહેવાયા હો નાથ. પ્રભુ૦ ૧
પ્રહ્લાદનારે પ્રતિ પાળણા પાળીને, સ્થંભમાં પૂરયો વાસ;
તાતી કઢા તમે શીતળ કીધી. સુધનવાને પાસ પ્રભુ૦ ૨
પંચાળીનાં પટકુળ પૂરયાંને, રાખી સભામાં લાજ.
સાયરમાંથી બુડતો રાખ્યો. રામ કહેતાં ગજરાજ. પ્રભુ૦ ૩
ઝેર હતાં તેનાં અમ્રત કીધાંને,, આલ્યાં મીરાંને હાથ;
મેહેતાને મંડળિક મારવા આવ્યો. ત્યારે કેદારો લાવ્યા ગધ્યરાત. પ્રભુ. ૪
ભક્તોનાં તમે સંકટ ભાગ્યાં ત્યારે. દ્રઢ આવ્યો વિશ્વાસ;
તુળસિના સ્વામિને કહું કરજોડી જે, પૂરો અંતરની આશ. પ્રભુ૦ ૫

## દેવાનંદનાં બનાવેલાં પદ.

### પદ ૧ લું.

શંખણીઓ સર્વે, સતસંગ કરતાં લજાવે;
મોંઘો દેહ મનુષ્યનો પામી, એળે જન્મ ગમાવેરે. શં૦ ૧
મોટા કુળનું માન ઘણેરૂ, અહાર અતિશે ઉંઘે;

ધણી સંગાતે કરે ધડાકા, સરડ છીંકણી સુંઘેરે. શં૦ ૨
માંથુ જોતાં જુઓ મારે. આડી અવળી ચાલે;
રજસ્વળાંના દોષ ન જાણે, મનને ગમે તેમ મહાલેરે. શં૦ ૩
નહાવે ધોવે નીતિ પાળે, પ્રભુ ભજનમાં પ્રીતિ;
તેની નીંદા કરવા લાગે, વાઘણુ દેશત ઉતારે. શં૦ ૪
દારૂ પીવે માટી ખાવે, જીવ મરાવે જાણી;
દેવાનંદ કહે જમના દુતો, તેને લેશે તાણીરે. શં૦ ૫

## ઇશ્વરને ઓળખવા વિશે.

### પદ ૨ જુ. રાગ કાફી.

આવો રૂડો અવસરરે, ઓળખવા એક હરી;
મોંઘું મનુંખ્યા તનરે. નાવે તારે ફરી ફરી. ટેક.
ધન જોબન તન રંગ પતંગી, વણસે વારંવાર;
તે સારૂં શું જતન કરે છે, સ્વપનું આ સંસાર.
મેલી તેને મરવુંરે. કરવું દિલ દોષ કરી. આવો રૂડો૦
વાસ કરો નિત્ય વૈશ્નવ જનમાં, મનમાં માનો વાત;
દાસપણું દેવતાને દુર્લભ, જેથી જનમ દુઃખ જાય;
ભક્તિ કરો ભાવેરે, ધરમના ટેક ધરી. આવો રૂડો૦
સૌમ્ય સ્વભાવ પરમ સુખ સંપત્તી, એ પામવાનો ઉપાય;
પ્રગટ સ્વરૂપ ઓળખવા પ્રભુને, દુર્લભ દેહ ગવાય;
એવું તન આવ્યુંરે, લેજો વ્રજરાજ વરી. આવો રૂડો૦
માયાની મોટમ છે મિથ્યા, નથી ઘડીનો નિરધાર;
દેવાનંદ કહે ભજ દુઃખ ભંજન, કરૂણા નીધી કરતાર;
કઠણુ વેળામાં રે, રહેશે તારાં કારજ સરી; આવો રૂડો૦

## રણછોડદાસ.

### પદ ૧ લું.

હુંતો તને વારૂંરે, આતે તેં શું કર્યુંરે;
હરિ હીરો ખોયો ને હાર્યો સંસાર;
હૈયાના ફુટયારે, આંખે થયો આંધળોરે.

વિસારીને મેલ્યા દિનદયાળ. હુંતો તને૦ ૧
મારા સાળા મુરખરે, બુદ્ધિ તારી ક્યાં બળીરે;
માથે તો ભમતો ન દીઠો કાળ,
ગપાટાને હાંકેરે, બધા ગામનારે;
વિચારીના જોયુંરે, સાર અસાર. હુંતો તને૦ ૨
સુનશા જનમ મેળવ્યો તેં ધુળમાંરે,
હંસા ઉપર ઘાલી હામ;
જણ્યો તને ત્યારેરે, આડો શેના આવીયોરે;
તારી માની કુખે ના દીધો ઠામ. હુંતો તને૦ ૩
સગાંને સંબંધીરે, ખુડાડાને સૌ ગળ્યાંરે,
તરવાને ત્રીકમ નામ સંભાર,
જોતો ન લાગેરે. ઝટપટ માનજેરે;
હવે તુંતો ગાફ઼ ન રહીશ ગુમાર. હુંતો તને૦ ૪
ડાહાપણું તો ડેહોળ્યુંરે, સ્વારથ સાથમાંરે;
પરમારથની ન જાણી પેર,
રણછોડ કહેછેરે, રાંડના તુને તજેરે,
વહી ગયો ભજની દિન લેહેર. હુંતો તને૦

**પદ ૨ જું. રાગ કાફી.**

શરીર રૂપી અંગરખા વિષે.

અંગરખું એક તારૂં રે, બનાવ્યું બહુ જુગિત કરી;
શિવનારો દરજી ડાહ્યો રે, કીધી છે મહા કારીગરી;
કારીગરી માંહા કેવીરે કીધી, તેનો કહેતાં નાવે પાર;
બારિક કામ બહુ કીધું ઝીણું, તેના ઉપર તાણ્યો છે તાર,
ટાંકો તો નજરે નવ આવે રે, દેખોને સર્વે સુરત ધરી; અં૦ ૧
ભાત બનાવી દોરી વાળીરે નાંખી તેમાં, બખીયા મુક્યા છે બહુ;
વાળ્યું વળે છે અકડ નથી તેમાં, તાણ્યા નથી એક તાર;
સારૂં શીવ્યું સંગેરે, આવ્યું છે અંગે ભરા ભરી; અંગરખું. ૨
કમર પટો કાઠોને કુણી, પુંચેથી પાની પ્રમાણ;

તેમાં કસોચડી કાંઈ નથી વળી, શિવનારે ચતુર સુજાણ;
પ્રમાણ કેનું કીધું રે, એસતું છે બરાબરી; અંગરખું. ૩
અંગરખું બહુ રંગી બનાવ્યું, પુરણ પ્રેમ પ્રકાશ;
ચોંપ દેખોને દરજીની કેવી, શિવતાં કર્યાં નવ માસ;
દાસ રણછોડને રે, પહેરાવ્યું પ્રભુ બરાબરી; અંગરખું. ૪

## કલ્યાણદાસ.

### ઘોળ.

હરિ ભજવાનું ચોઘડીયું તે, ફરી ફરી ક્યાં મળશે રે;
ચોંપ કરીને ચેતી લેજો, ભવનાં તારણ તરશો રે; હરિ. ૧
મનુષ્યા દેહતો મટી જશે, ને પશુ પંખી અવતરશો રે;
ચરણાગીમાં વાટ ઉકડશે, કેઈ ખાણ રડવડશો રે; હરી; ૨
મુનશા દેહ પામીને જે કોઈ હરિ ભજે તે બળીઓરે;
દુઃખ લાગે તો વહેલું લાગો, ઉંધે ઉંધુ ચાલ્યુંરે;
માને ઉદર શું બોલ્યો તો, શું બોલ્યો શું પાળ્યુંરે. હરિ૦ ૩
જોબન જાશે ને જરા આવશે, નેન નાસિકા ગળશેરે;
સગાં સનેહી સુપનાં જેવી, અંતે અળગાં રેહેશેરે. હરિ૦ ૪
હરિ નામના હીરો બેઠો, વીખીયામાં વીંટાયોરે;
ધોળે દહાડે ધજા બંધાવી, ચકલામાં લુટાયોરે. હરિ૦ ૫
આ અવસર તો રૂડો કહાવે, પાપ ન કરશો પ્રાણીરે;
કલ્યાણ કહે તે કહ્યું ન માને, પથરા ઉપર પાણીરે. હરિ૦ ૬

### પદ ૨ જું

મનુષ્યા દેહ પામીને, જે કોઇ હરિ ભજે તે બળીઆ રે;
બળતે સ્થંભે બાથશેને, કેમ સહેવાશે છડીઓ રે;
હગણાંતો હરિ નથી બોલતો, તારી કુટી ભાગશે નળીઓરે; મુનશા.
આપે બળને બળની સંગત, ચતુર પાણામાં ચળીઓરે;
અમરીત ફળના કોઇ આરોગે, તારા કરમનો ઠરીઓરે; મુનશા.
તજી કુશકા કમોદ જગતાં, માહા મેવાને મળીઓ રે;
મન મગન થઈ મનમાં ફુલ્યો શું બેઠોછું ગળીઓરે મુનશા.
નંદ નીરમણા મુકીને, માહા કચરામાં પડીયોરે;
ચોપકરીને ચેતા લેજો, તાર અમમીત કુપો ઢળીઓરે મુનશા.
મુનશા દેહને સતસંગત, તને ઘણા દિવસે મળીઓરે;
કલ્યાણ કહે જેને હરિના ભજીયા, તે પ્રાણી શું રળીઓરે; મુનશા.

## ભગતભોવન.

### પદ ૧ લું.

ગોવિંદ ગુણ ગાઇલ્યો મન ઘેલા, તમે થાઓને વેહેલા વેહેલા;
હરિગુણ ગાઓને પ્રથમ પહેલા; ગોવિંદ ગુણ ગાઈ લ્યો.
કાયા પાણીનો પરપોટો, અંતે એ ભરૂસો ખોટો;
જુગમાં હરિ જશ છે મોટોરે. ગોવિંદ ગુણ ગાઇલ્યો.
મન તું મારૂં મારૂં કરતો. સગા સબંધી સાથે લડતો;
હીંડે છે રંગ રડવડતો, ગોવિંદ ગુણ ગાઈલ્યો.
જીવ તારી માત પિતાને ભ્રાત. તારો કોઇ નહીં આવે સાથ.
તારે જાવું એકલડાં વાટરે, ગોવિંદ ગુણ ગાઇલ્યો.
જીવ તારે અવર તણી છે આશ, વેશ ઘણો ને થોડી રાત;
ક્ષણમાં થઈ જાશે પરભાતરે, ગોવિંદ ગુણ ગાઇલ્યો.
એવી વૈશ્નવ જનની રીત, કરીલે સામળીઆશું પ્રીત;
ભક્તભોવન કહે હરી ભજીને, જીત જીત જીતરે, ગોવિંદ ગુણ૦

## પ્રેમલદાસ.

### પદ ૧ લું.

હરીભજતાં હજું કોઈની લાજ, જતાં નથી જાણીરે;
જેની સુરતી સામળીયા સાથ,વદે વેદ વાણીરે; હરિ૦ ૧
વહાલે ઉગાર્યો પ્રહલાદ, હીરણાકસ માર્યોરે;
વીભીક્ષણને આપ્યું રાજ, રાવણ સંહાર્યોરે; હરિ૦ ૨
વહાલે નરસીંહમહેતાને હાર, હાથો હાથ આપ્યોરે;
ધ્રુવને આપ્યું અવિચળ રાજ, પોતાનો કરી સ્થાપ્યોરે; હરિ૦ ૩
વહાલે મીરાંતે બાઈનું ઝેર, હળાહળ પીધુંરે;
પંચાળીનાં પૂર્યા ચીર, પાંન્ડવ કામ કીધુંરે; હરિ૦ ૪
વહાલે અમરીષની ઓળખાણે, અવતાર દશ લીધારે;
વહાલે ગજની કીધી સહાય, ગરૂડપર હરીયારે; હરિ૦ ૫
આવો હરિ ભજવાનો લહાવો, ભજન કોઈ કરશેરે;
કરજોડીને કહે પ્રેમલદાસ, ભગતનાં દુઃખ હરશેરે; હરિ૦ ૬

## નરસીંહ મહેતાનાં પદ.

### પદ. ૧ લું.

જન્મ ધરી શુ કીધું. મુનશા જન્મ ધરી શું કીધું;
ક્યાંથી આવ્યો ને, ક્યાં તું રે જાઈશ; એકે કાંગ નવ સીધું.
અમરીતનો રસ ઢગતો મુકી, વિષ હળાહળ પીધું;
નરસંઇયાચા સ્વામિ પતિત પાવન, તેનું નામ નવ દીધું; મુનષા.

### પદ ૨ જું.

ઝાંઝર ઝમકાં ને આંખડી ઊઘાડી. નરખાં વદન સફુગલ સાડીરે; ઝાંઝર૦
આસન વાળીને બેઠા વનમાળી, મોટા મોટા જોગેશ્વરશું લાગી તાળી; ઝાં.
સોનાની ઝારીવાલેમારે કરમાંરે લીધી. ભરી સભામાં નાગર નરસંઈયાનેદીધી
મેં જાણ્યું તે વાલો મારો બ્રહ્મચારી. સોળસહસ્ર ગોપીઓછે ઘરની નારી; ઝાં.
નરસંઈયો કહેછે મારી શાપેર થાશે. ભાવડી ગ્રેહાતો મારી દેહડી જાશે; ઝાં.

### પદ ૩ જું.

જેણેરે ગોવિંદ રામા તમને વિસાર્યા, તમને વિસાર્યા તેનર ભવો ભવ હારયાં;
તમને વીસારી કવણ સુખ કીધું, અમરીત ઢોળી વખ હળાહળ પીધું, જેણેરે.
તમને વીસારી અવરમન મોહ્યું. કોડીને બદલે કંચન ખોયું; જેણેરે. ૨
તમને વીસારી અવર રંગ રાચ્યા, વાંઝ નરહી તેની જનુનીરે માતા; જેણે.
તમને વીસારી નિંદ્રા ભરી સૂતો, ભણેરે નરસઇયો તે નર ભવોભવ વગુતો જેણે.

### પદ. ૪ થુ.

જેણેરે સામળીયા ચરણ રસ ચાખ્યો, તેનેરે સંસારનો કુચો કરીનાંખ્યો; ટેક૦
જે જન ક્રશ્નચરણના ભોગી, તે નર જાણો તમે સઘળા જોગી; જેણેરે. ૧
જે જન ક્રશ્નચરણથીરે અળગા, તે જન થડ મૂકી ડાળેરે વળગ્યા; જેણેરે. ૨
જે નર ક્રશ્નચરણથીરે નાઠા. ભણેરે નરસઇયો તે નર ભવમાં ગાઠા; જેણેરે. ૩

### પદ ૫ મું.

રામકૃશ્ના રામક્રશ્ના બોલોરે બાવા; ટેક.
દલડાં માંથી દુર કરો, દુનિઆના દાવા;
પુરણ પુન્યે પામ્યાછો અવતાર આવા;
આવી ઉતમ કુળ પ્રગટ્યા, લાહાવોરે લેવા;
ચાલવા ચરણ આપ્યા, તિરથ નાહાવા;

શેવા કરવા કર આપ્યા સમરણી સાવા.
નેત્ર આપ્યાં હરિ નિરખવા, મુખ પરસાદ ખાવા;
જુગદીશે જીભ આપી, હરિગુણ ગાવા,
મુસ્તક આપ્યું માનવી, હરિગુરૂને નમવા
કહે નરસયો કાન આપ્યા, હરિ ગુણ સાંભળવા.

ગોડી.

ગૌચારી ઘેર આવે, વાલોજી મારો ગૌચારી ઘેર આવે;
હાથમાં લાકડીયાંને ખભે કાંગળીયાં, ગીડીસી મોરલા બજાવે૦ વાહાલો.૧
ગુંજાફર હાર મનોહર, મોર મુગટ શિર સોહિયે;
સ્વામ તણી સુંદરતા જોઇ જોઇ. વ્રજ વિનતા મન મોહીએ; વાહાલો.૨
કુમ કુમ કેરા છડા દેવરાવું, મોતીડે ચોક પુરાવું;
નરસઇયાચા સ્વામિ મંદીર પધારો, શેરીએ તે ફુલડાં વેરાવું વાહાલો.૩

પદ ૭ મું.

સંતો અમેરે વહેવારીયા શ્રીરામ નામના; વહેપારી આવેરે બધા ગામ ગામના; સંતો૦ ૧
અમારૂં વસાણું સાધુ સહુકોને ભાવે, અઢારે વરણ જેને હોરવાને આવે; સંતો. ૨
અમારૂં વસાણું કાળ દુકાળે ન ખુટે, જેને ચોર ન લુંટે જેને રાજા ન દંડે; સંતો૦ ૩
રામ નામ ધન્ય મારે વાજે ને ગાજે, છપર ઉપર ભેગા ભુંગળો વાગે; સંતો. ૪
લાખ તણું તો લેખા નહીં ને, પારની છે પુંજી. હોરવું હોયતો હોરી લેજો કસ્તુરી છે મોઘી. સંતો. ૫
આવરો ને ખાતા વહીમાં લક્ષ્મીવરનું નામ, ચીઠીમાં ચત્રુભુજ લખીયા નરસંઈયાનું કામ; સંતો, ૬

મંગળા ચરણ. ૪ થું.

વૈકુંઠાચી મુર્તી, આજ ભોમા વરૂ;
લાડચી જસોદા ચી. માઈ બાપા હો રામા; રામા રામા રામા.૧
કૃષ્ણ ગાતાં ગીતી, કૃષ્ણ ધ્યાતા ચીતી,

કૃષ્ણ રૂપે હોતા કૃશ્ન નામે હો રામા; રામા રામા. રામા. ૨

હરે રામા ગોડ તુજે નામ, ગોડ તુજે રૂપ;

એહો માઝા પ્રેમ, સર્વ કાળે હો રામા; રામા રામા રામા. ૩

હરે રામા વીઠુબાચે નામ, સાકર ઘી પુરી,

પણ તુકા ભણે મળે પુર્વે પુન્યે હો રામા; રામા રામા રામા. ૪

મંગળા ચરણ ૫ મું.

સુંદરતી ધ્યાંન, ઉભાહટ વગી, કેડે કટાવળી, કેરૂનખઆ હો રામા. હરેહેઉ નઈયા હો રામા. રામા રામા રામા.

મકર કુંડલ, તલપતી સરવાંણી, કંઠે કૌસ્તુભ મણી, હીરા ઝળકે હો રામા. રામા.

હરે રામા ગળે તુળસી હાર, કચ્છે પીતાંબર, હરડે નીરંતર, એચાં ધ્યાને હો રામા. રામા.

હરે રામા તુકા ભણે માઝે, એથી સરવે સુખ, પાએન શ્રી મુખ, આનંદીને હો રામા. રામા.

મંગળા ચરણ ૬ ઠું.

રત્ન જડીત્ર સીંગાસન, ત્યાં શોભે નારાયણ, શોભે નારાયણ;

હરીએ રામ રામા રામા, રામ રાય રઘુભાઇ રાય રઘુભાઇ;

વામ ભાગે સીતાબાઈ, જગત જનુનીમાં જે આઇ, જનુનીમાં જે આઈ; હરીએ;

પક્ષાત ભાગે લક્ષમણ, પુઠે અંજની નંદન; અંજની૦ હરિએ.

ભરત શત્રુઘનભાઈ, ચમર ઢાલત દોનું ભાઇ, ઢાલત દોનું ભાઇ. હરિએ.

નળ નીળ જાંબુવંત, સુગ્રીવ અંગદ વીભીક્ષણ ભક્ત, અંગદ વિભીક્ષણ ભક્ત. હરીએ.

તુકા ભણે નેતુકા દાસ, અંકીતર રામા પાઇ; અંકીતર૦ રામા પાઇ હરિએ,

પદ ૮ મું.

જાય છે જવાની તારી જાય છે જવાની; હરિના ભજન વિના જાય છે જવાની. ૧

કાયા તારી કંચન જેસી, મોતી જેસા પાની;

મુતા કેડે બાળી મુકશે, ઉડી જાશે વાની, જાય છે જવાની તારી.૨
જાની રહેશે જવાનીને, પછી થાશે હાની;
છાના માના જમ આવશે, લેઇ જશે તાણી; જાયછે જવાની તારી.૩
માયા તમે મુકી દોને, થાઓને જ્ઞાની;
નરસઇયાનો સ્વામિ સાચો દુનિયા દિવાની; જાય છે જવાની.૪

## પદ ૯ મું.

નારાયણનું સ્મરણ કરતાં. વારે તેને તજીએ;
મનછા વાચા કર્મણા કરીને, રૂડા લક્ષ્મીવરને ભજીએરે;નારાયણ.ટેક.
કુળ તજીએ કુળ ધર્મને તજીએ, તજીએ માતને તાત;
ભ્રાત ભગની સર્વે તજીએ, જેમ તજે કાંચળી સાપરે;નારાયણ. ૧
પ્રથમ પિતા પ્રલ્હાદે તજીઆ, ન તજ્યું હરિનું નામ;
ભરત શત્રુઘ્ન તજી જનેતા, નવ તજીઆ શ્રી રામરે; નારાયણ.૨
રૂષી પત્ની રાઘવને કાજે, તજેલા ભરથાર;
તે માટે કાંઈ કુડું નપડીયું, પામ્યા પદારથ ચારરે; નારાયણ. ૩
વ્રજવનિતા વીઠ્ઠલને કાજે, સરવ તજીને વન આલ્યાં;
ભણે નરસઇયો વંદ્રાવનમાં,શ્રી કૃષ્ણ સંગાથે માહાલ્યાંરે;નારાયણ.૪

# રામદાસ સ્વામિનાં બનાવેલાં પદ.

## પદ ૧ લું.

પલ પલ રામ રામ ભજલે, હાંરે સીતારામ રામ ભજલે, પલ પલ. ટેક
પલની પલકમાં આલપ આયુપહે. મનની કલપના તજરે;પલપલ.૧
ભજન નિરંતર અંતરમાંથી એવા મહામંતરનું સજલે;પલપલ;૨
વેદ વિચારે ને તું શું હારે, સુરખ સમજ સમજરે; પલપલ. ૩
રામદાસના સ્વામિને ભજતાં, લોક લાજ સબ તજરે; પલપલ.૪

## પદ ૨ જું.

સીતારામ રામ રામા, હરી હરી રામ રામ રામા; ટેક.
સિતાપતી રઘુનાથ વિશંભર, લક્ષ્મિવર ઘનશામા; હરિ હરિ.૧
કંસ વિદારણ ત્રીભોવન તારણ, રાવણ રણસંગ્રામા; હરિ હરિ. ૨
કુબ્જા તારીને અહલ્યા ઓધારી, ગોપીજન વીશરામા; હરિ હરિ.૩
રામદાસના સ્વામિને ભજતાં, પામે વૈકુંઠ ધામા; હરિ હરિ. ૪

## રૂઘનાથદાસ.

### પદ ૧ લું.

હરિ હરિ બોલ બોલ સુખમાં, હાંરે રામા સુખમાં સુખમાં;
સુખમાં હરિ હરિ બોલ બોલ સુખમાં૦ ટેક.
હરિ નામ તારે કામ આવશે, અંત સમાના દુઃખમાં; હરિ હરિ૦ ૧
હરિ ગુણ ગાઓ કે અન્ન કોઈને આલો. સાધુ સંતના મુખમાં; હરિ૦ ૩
હરિના ભજન વિના જે નર જનમ્યા, વાઢ પડયો તેની કુખમાં; હરિ૦ ૪
રૂઘનાથ ભગવંત ભજન વિના. ધુળ પડી તેના મુખમાં; હરિ હરિ૦ ૫

## દવારકાદાસ.

### પદ ૧ લું.

આઠ પહોર દિવસ ને રૂજની, ગોવિંદ ગોવિંદ ગાઇએ;
છાપાં તિલક તુળશીની માળા, સંત ગુરૂ સંગે રહીએ; આઠ પહોર૦ ૧
જે કોઇ બોલે વાગુજ કડવાં. તેનાં સઘળાં સહીએ;
કઠણ વેળામાં કામ નહીં આવે, જગની ચોટ ન સહીએ;
કથા ભાગવત ગિતા સાંભળો સત સમાગમ રહીએ;
કહે છે દવારકો માની લેજો લખીને રાખજો હઇએ; આઠ પહોર૦ ૩

## શ્રીભટ.

### પદ ૧ લું.

આપનો જન પલ્હાદ ઉગાર્યો.
જલ હુંસે રાખ્યો, અગન હુંસે રાખ્યો; રાખ લીયો ગીરી પરસે ડાર્યો;
આપનો૦ ૨
સ્થંભ ફોડ પ્રગટે શ્રી આ નર હરિ, હીરણાકરચપકો ઉદર વિદાર્યો. આ૦ ૩
કમળા જાકે નીકટ ન આવે, એસો રૂપ હરિક બાહુ ન ધાર્યો; આપનો૦ ૪
પો સવાકુ રાજ તિલક દીયો, હસ્ત કમળ મુસ્તક પર ધાર્યો; આ૦ ૫
શ્રી ભાટ કહે પ્રભુ દીયો રે અભે પદ, ભક્ત નાગ દૈતન કુળ તાર્યો; આ૦ ૬

## બાપુ ભગત.

### પદ ૧ લું. રાગ કાફી.

પ્રાણીનો ખેલ બનાવ્યોરે, એની તો કહીએ અકકલ ઘણી;

સઉથી રાગ ન્યારો રે; શોભાતો એના નામ તણી; ટેક.
ખરું એ પાણીને ખોટું એ પાણો, પાણી અફીણને ખાંડ;
એ પાણીથી થયાં નરનારી, ને એ પાણીથી બ્રહ્માંડ;
પાણીનું બન્યું મોતિ રે, પાણીની બની હિરાકણી; પાણીનો ०१
પાણીની અમૂલ્ય કાયા બનાવી, હાડ. ચાંમ લોહી માંસ;
પાણીનારે પશુ પંખી બનાવ્યાં, પહાડ પથ્થર ને ઘાસ;
પાણીના હાથી ઘોડારે. પાણીની શાલ પામરી બની; પાણીનો०२
પાણીનારે પંચરંગ બનાવ્યા. અઢાર ભાતના અંન;
સૌથી ન્યારો મારો સાંઇ બીરાજે. તેને દેખી થયો છું ડંક;
સંગ કીધો તેનો રે, સત્તાતો આતમાની ઘણી; પાણીનો०૩
અક્ષરાતીને અક્ષરબ્રહ્મ નિપાવ્યા, ને અક્ષરથી નર નાર;
ઓંકારથી ત્રણ ગુણ નિપાવ્યાં, એ અઠાવિશ નિરધાર;
ઓગણત્રીશમાં મહા વિષ્ણુ રે, ત્રીસમાં બાપુ ગાય ભણી; પાણીનો०૪

## રૂષિ રાજના બનાવેલાં પદ.

### પદ ૧ લું.

જીવ પાપીરે જીવ પાપી. કુડી કલ્પના હજી ન તેં કાપીરે; જીવ પાપી.
હાંરે દોષ બુદ્ધિએ દેખે પરાઇ દારા, હાંરે તારી આંખોમાં ઘાલને અંગારારે;
જીવ પાપી०૧
હાંરે તારા હેણી વાતે કાન છે હઠીલા, હાંરે માગે અણીદાર ખેરના ખીલારે;
જીવ પાપી०૨
હાંરે લુંડ લવરી તને ગોળ જેવી લાગે, હાંરે તારી જીભડી જરૂર ડાંમ માગે રે; જીવ પાપી०૩
હાંરે તુંતો નાહાલ થયો મેળવીને નાણું, હાંરે તારૂં ખોળી જોને ઠેકાણું રે; જીવ પાપી०૪
હાંરે તારૂં ચિત કરે ભાતભાત ચાળા, હાંરે કશું નહીં સરે કર્મના કાળા રે; જીવ પાપી०૫
હાંરે હૈયે કુંપદની નીત્ય બળે હોળી, હાંરે બધી ઉમર તેં રાખમાં રોળી રે; જીવ પાપી०૬

હાંરે તારૂં મન ભૂત એણી પેરે ભટકે, હાંરે રૂપીરાયના સંત જોઇ છટ
કે રે; જીવપાપી૦૭

### પદ ૨ જું.

પછી નહીં મળે આવો જોગ રે, અવસર આવ્યો છે;
રૂદે પાને છે વાસના રોગ રે, અવસર આવ્યો છે;
ભલે પામ્યો તું ભરતખંડ રે, અવસર આવ્યો છે;
દુર થઇ જાય જમનો દંડ રે, અવસર આવ્યો છે;
રૂડી દઢ મળ્યો ભલી ભ્રાંત રે, અવસર આવ્યો છે;
થાને હવે બંધુનો દાસ રે, અવસર આવ્યો છે,
નાથ નાખવા દયા તેણુ રે, અવસર આવ્યો છે;
વળી લેને તું સંતના તેણુ રે, અવસર આવ્યો છે.
વળી ઉભ આપી છે તને નાથ રે, અવસર આવ્યો છે;
શાની કાઢને સંતનો સાથ રે, અવસર આવ્યો છે;
જતી દેહુ થઇ જા સંત રે, અવસર આવ્યો છે;
કેડ બાંધીને ભજ ભગવાનને, અવસર આવ્યો છે;
વેદ શાસ્ત્ર પુરે છે સાખ રે, અવસર આવ્યો છે;
રૂપાં રાજ કહે રામ રૂદે રાખ રે, અવસર આવ્યો છે.

### પદ. ૩ જુ.

લોભ લાગ્યો રે લોભ લાગ્યો, તારે હાથે કરીને માર ખાધોરે; લો૦ ૧
હારે દશ મળ્યા તો પચીસ લેવા દોડે, હાંરે જુલમ કરી કરી દમડા જોડેરે;
લોભ૦ ૧
હાંરે પચીશ મળ્યા તો કરે છે આઘી વાતો, હાંરે તારા દિલમાં હજા-
ર કેરી ઘાતોરે. લોભ૦ ૨
હાંરે ભોગ જોગે હજારને જો ભાળે, હારે પછી લાખ તણી લાલચો
ઉઠાવે રે; લોભ૦ ૨
હાંરે કરોડ પતી થવા આદરે ઉધામા, હાંરે મોટા શાહુકાર આવે ઉ-
ઠી સામારે; લોભ૦ ૩
હાંરે અર્બખર્વ તણી કરે પછી આશા, હાંરે જ્ઞાન વિના તે જાણજો
નિ.[illegible]ા રે; લોભ; ૪

હાંરે રૂશી રાજ કહે લોભ રોગ મોટો, હાંરે ચૌદ લોકનું રાજ તોયે
તોટો રે; લોભ૦ ૬

પદ ૪ થું.

તારા મનમાં જાણે કે મરવું નથી જો,
જેમ પીંપળાના પાનને ખરવું નથી જો; તારા મનમાં. ૧
જે ઠેકાણે ઓરાઢી મગળ ઘાટડી જો,
તે ઠેકાણે બંધાશે તારી ઠાઠડી જો; તારા મનમાં૦ ૨
જે ઠેકાણે વાજંત્ર તારા વાગીયા જો,
તે ઠેકાણે રોવાશે તારાં છાજીયા જો; તારા મનમાં૦ ૩
તારે પ્યારી વિના કેમ ચાલશે જો.
ચુડો ભાંગીને ખુણે અંને ઘાલશે જો; તારા મનમાં૦ ૪
જે ઠેકાણે લખાતી કંકોતરી જો,
તે ઠેકાણે લખાશે કાળોતરી જો. તારા મનમાં૦ ૫

## નાનો ભકત.

### પદ ૧ લું.

મોટા મોટાને માર્યા, મનવેરે મોટા મોટાને માર્યા; ટેક.
મોહની રૂપ ધર્યું શ્રી હરીએ, ત્યારે શીવ કામાતુર ધાયા;
પારવતીની સંજ્ઞા ન માની. અંતે મોહન તારી માયા. મનવે૦ ૧
એકલસંગી વનમાંરે રહેતા, તે કહેવાતા બહુ ડાહ્યા;
રળ્યું હતું તે સર્વે ખોયું, જેમ ગોળના પાણીએ નાહ્યા. મનવે૦ ૨
શભરી રૂપીએ મહા તપ કીધું ને, કષ્ટ કરી બહુ કાયા;
માછલાં કેરો સંગ જોઈને, કન્યા પરાસને ચાહ્યા. મનવે૦ ૩
આવા મોટાને મનવેરે માર્યા. તે સંભાળજો સહુ ભાયા;
આપણ પામરની કોણ ગણતી છે, દાસ નાને હરિના ચરણ સાહ્યા. ૪

## કમળા દેવી.

### પદ. ૧ લું. રાગગોડી.

બાત ભલોરે ભાઇ. અવસર બાત ભલોરે ભાઇ;
મનશાદેહ દેવતાકુ દુરલભ, સોઈ દેહ તુંને પાઈ; અવસર૦ ૧

તજી પાખંડ આવુંદા પડપંચ, છોડદે મન ભડાઈ; અવસર, ૨
સંત સંગત કરી ભજો ભગવંત, કુશળ રહો સુખદાઇ; અવસર. ૩
માત તાત સ્વારથકા લોભી, માયાકુ જાર બંધાઇ; અવસર. ૪
જબ લગી જરા રોગ નહીં તેરે, ત્યાં સુધી લે ગુરૂગમ ભલાઇ. અ૦ ૫
કહેત પોકારી ચેત નર અંધા, આતે નવું ખંગ ગાઇ. અવસર. ૬
કહેત કમલાદેવી કાયકો કુપો, બનસંતા એર ન પાઈ. અવસર.

ઘોળ.

અમતો શ્રી વીઠ્ઠલનાથ ઉપાશી. ટેક.
શેવું શ્રી વલ્લભ નંદન, ક્યા કરૂં જઇ કાશી; અમતો શ્રી૦
ઈનકું છોડ ઔરનકુ ધ્યાવે, સો કહીએ અસુરાશી; અમતો શ્રી૦
ચીત સ્વામીગીરીધરણ શ્રી વીઠ્ઠલ, બાની નિગમ પરકાશી; અમતો શ્રી.

## હરીદાસ.

સત ગુરૂ સાહાય કરો એક વારરે, મારો છે મુરખનો અવતારરે;
પથ્થર કરતાં કઠણ હૈયું છે મારૂંરે, તેમાં હરિનામ ન ભેદે તગારૂંરે.
મારાતો મનની વાતો છે વાંકીરે, સતગુરૂએ પથ્થર નાંખ્યા છે ટાંકીરે;
ટાંકીને મારગ મુકતા કીધારે, સતગુરૂએ મંત્ર અનોપમ દીધારે;
આતમ જ્ઞાન વિના ઘર સુનુંરે, સમપણ શોધીને કહાડજો જુનુંરે,
જીવ તુંતો જાગીને જોને વિચારીરે, મુવા પછી મુક્ત તે ક્યાં થકી માગીરે;
એવી છે દાસ હરીની વાણીરે, તેને તમે રાખજો રૂદીયામાં જાણીરે.

## કૃષ્ણારામ માહારાજની બનાવેલી રામાયણ.

### દેવે કરેલી સ્તુતિ.

શ્રી રઘુનાથ તણા જસ ગાઇએ, ચિંતન ચરણ કમળનું ચાહીએ;
કીરતન કરીને કરતાર્થ થઇએ, શ્રી રઘુનાથ તણા જસ ગાઇએ. ટેક ૧
અસુર ભાર અવનીતળ વાધ્યો, બળવંત ધરમ સનાથને બાધ્યો;
સંતનો જ્યારે જોગ ન સાધ્યો, શ્રી રઘુનાથ તણા જસ ગાઇએ. ૨
ભોમી ગયાં જ્યારે બ્રહ્માની પાસે, સુરવી રૂપે ભરાતાંરે સાસે,

અહી બ્રહ્માંડ હવે શી ગતી થાશે, શ્રી રઘુનાથ તણા જસ ગાઇએ. ૩
વદે વિરંચી ધીરજ ધરીએ, ખીર સમુદર અમે સંચરીએ;
કમળા કંથને વિનતી કરીએ, શ્રી રઘુનાથ તણા જસ ગાઇએ. ૪
એમ કહી સુર સઘળા મળીયા, પયો નીધી તણી તીરે પળીયા;
સમસ્તુતિએ શેવા સામળીયા, શ્રી રઘુનાથ તણા જસ ગાઈએ. ૫
ધાંન વીરંચી સમજ્યા વાણી, દેવોને જે જણવી જાંણી;
કેસવજી બોલ્યા જે કલ્યાણી, શ્રી રઘુનાથ તણા જસ ગાઇએ. ૬
પુરવે તમારી હું પીડા જાણું, જુગત અધરમે જે અકળાણું;
તે અસુરેનો હું અંતજ આણું, શ્રી રઘુનાથ તણા જસ ગાઈએ. ૭
ત્રીપુરારીએ લેઇ કષ્ટ તમારૂં, વર આપતી વેળા રાખ્યું છે બારૂં;
માટે માનવ થઇ હું રાવણ મારૂં, શ્રી રઘુનાથ તણા જસ ગાઇએ. ૮
સુર અવતાર ધરો વાંદરમાં, પાસે રેહેજો મુને તે અવસરમાં;
હું પ્રગટીશ દશરથના ઘરમાં, શ્રી રઘુનાથ તણા જસ ગાઈએ. ૯
માહાલક્ષ્મીને જનક ઘેર જોડીશ, તે વરવા ત્રંબક ધનુષ તોડીશ;
મહામદ ફરશુરામનું મોરીશ, શ્રી રઘુનાથ તણા જસ ગાઇએ. ૧૦
યજ્ઞ ઘાતી રાક્ષસને મારીશ, પદરજ પરસે અહલ્યા તારીશ;
તાત તણી આજ્ઞા શીર ધારીશ, શ્રી રઘુનાથ તણા જસ ગાઇએ. ૧૧
સિતા લક્ષમણ શેવન રહીશું, નાસીકા સુરપંખાની અહીશું;
ખળ દુખણ ત્રીસુલાલીને લેઈશું, શ્રી રઘુનાથ તણા જસ ગાઇએ. ૧૨
માલીક માઇક મરઘને મારીશ, દારા હરી રાવણને ધારીશ;
સિતાની શોધ લેવાને સધાવીશ, શ્રી રઘુનાથ તણા જસ ગાઇએ. ૧૩
જટાયુને મારો કરી થાપીશ, કબંધ રાક્ષસના કર કાપીશ;
શવરીના બદ્રી જમી વર આપીશ, શ્રી રઘુનાથ તણા જસ ગાઇએ ૧૪
હરખે અવતરો હશે જે દીવથી, સખે કરીશ હું તે સુગ્રિવથી;
વાળી વીતળને હું મારીશ જીવથી, શ્રી રઘુનાથ તણા જસ ગાઇએ. ૧૫
વાયુ પુત્રને મુદ્રિકા આપીશ, તે દ્વાશ લંકાને બાળીશ;
વાંદરને ઘટ ચકતા ઘાલીશ, શ્રી રઘુનાથ તણા જસ ગાઇએ. ૧૬
જ્યા જ્યાં ધરણી તળે પગ ધારીશ, ત્યાં ત્યાં તિરથ કરી જન તારીશ;
વિશ્નું ભક્તિનો મારગ વધારીશ, શ્રી રઘુનાથ તણા જસ ગાઈએ. ૧૭

સેન સહિત જાશું સિંધુ ત્રટ, શરણે વિભીક્ષણને લેઇશું તરત;
કપી કર શેતુ તુરજાવીશું ચટપટ, શ્રી રઘુનાથ તણા જસ ગાઇએ. ૧૮
ઇંદ્રજીત સુંપીશ લક્ષમણને, હું હણીશ ઘટ કરણ રાવણને;
લંકાપતી થાપીશ વિભીક્ષણને, શ્રી રઘુનાથ તણા જસ ગાઇએ. ૧૯
જાનકી અગનીથી લેઇશું સંગે, ગધેથી શેતુને કરશું ભંગે;
આવી અજોધ્યા વધારીશું રંગે, શ્રી રઘુનાથ તણા જસ ગાઇએ. ૨૦
ભરથાદિકનો શોક સમાવીશ, ગુરૂજન સૌને શિશ નમાવીશ;
રાજ રૂડુ કરી પ્રજા રમાડીશ, શ્રી રઘુનાથ તણા જસ ગાઇએ. ૨૧
કરમ ભક્તિ જ્ઞાનાદિક બતાવીશ, અધરમ મારગ સકળનો હઠાવીશ;
ત્રેહેતામાં કરતા જુગ વરતાવીશ, શ્રી રઘુનાથ તણા જસ ગાઇએ. ૨૨
પ્રાણીને તારવા કીરતી પ્રકાશીસ, અવધપુરી જન સ્વર્ગે વાસીશ;
સધામ જઈ મારૂં રૂપ વીકાશીશ, શ્રી રઘુનાથ તણા જસ ગાઇએ, ૨૩
એવાં વચન સુણી દેવજ હરખ્યા, પુષ્પ તણી વરસાવી છે વરશ્યા;
દેવ અવતર્યા આગના સરખા, શ્રી રઘુનાથ તણા જસ ગાઇએ, ૨૪
ચૈત્ર શુકલ નોમી મધ્યાને, રામચંદ્ર પ્રગટયા નિજ નામે;
ગુણ પ્રગટયા તે ગવાયા ગાંને, શ્રી રઘુનાથ તણા જસ ગાઈએ. ૨૫
કૃષ્ણારામ કહે કૃષ્નને ગાતાં, ચિંતન વાધે નીત ચઢીઆતાં;
ચરણાદિક નાસે મધમાતાં, શ્રી રઘુનાથ તણા જસ ગાઇએ. ૨૬

## કૃશ્નારામની બનાવેલી રામાયણ.

કીર્તીઓ શ્રી રઘુનાથની કરીએ, જે થકી સેજે ભવંદી તરીએ;
વેદ શાસ્ત્ર જેને નીતવખાણે ઓળખાય જે અનુભવ ઓળખાણે;કી.૧
જસ જેના વાલમીકજીએ ગાયા, વિશ્વવીશે ભરપુર ભરાયા;
જેને દશરથ ઘર તણું ધારી; અવતરતાં બ્રમ હત્યા ઉતારી; કીર્તી.૨
ભરત શત્રુઘ્ન લક્ષ્મણ સાથે, ભોમીનો ભાર ઉતારવા હાથે;
જેને રઘુકુળ સરવે વિકાશું, પૃથ્વીમાં પુત્રનું નામ પ્રકાશું. કી. ૩
જેને સુર વાનર અવતાર્યા, રાવણાદીકના બે નવ ભાળ્યા;
જેને કાગ ભુસંડીને રમતા, માયા દેખાડી ભોંખોડીઓ ભમતા. કી,૪
જેનું રૂપ રંગીલું જોઇ, સૌ નરનારી રહ્યાં મન મોહી;

જેને બાળ ચરીત્ર રમાડી, પુરણ પ્રિતી સૌને પમાડી. કી.૫
જેને માતા કૌશલ્યા જમાડે, જોઇતી વસ્તુ હાથે જમાડે;
આલીંગન કરી અંકમાં એહેતી, ભવતારીક ચાને ભામણાં લેતી કી.૬
અમર રહીને અગર એમ બોલે, કોનું નહી પુન્ય કૌશલ્યાને તોલે;
વિધા વસીષ્ટ થકી બહુ ભણીયા, જકત ગુરૂ એને ગુરૂ કરી ગણીયા;
કર પચી ચાપ સાહુત ને ધરીયાં, અક્ષદ ઈસુદીએ સહુસર ભરીયા; કીર્તી. ૪
કૌસદી સંગે જઈ બે ભ્રાતા ગારા નીશાચર મદના માતા;
શરાપથી સુંદરી થઈતી શલ્યા, ચરણ રજે એકરી અહલ્યા; કીર્તી. ૯
માન મહીપ માત્રોનું મોડયું, તરત જનક ઘેર ત્રંબક તોડયું;
જાનકીએ મનમાં જે ધરીયા, વળતા તે વસુદા સુતાને વરીયા. કીર્તી ૧૦
ભ્રાધવરામનું ધનુષ ધરીને, સતીએ તે સુરતા લીધી હરીતે;
વન ગયા તાત વચન શીધ કરવા, ભોમીનો ભાર અસુરને હણવા કીર્તી ૧૧
ત્યાંથી ભરથાદિક મળવાને આવ્યા, તાત તણા સમાચાર સુણાવ્યા;
અસ્નાન કરી પછી પીંડજ આપ્યા, દસરથના ભવ ભેને કાપ્યા. કીર્તી. ૧૨
સીતા સહિત લક્ષમણ લેઇ સંગે, રડતા તે રૂષિને રમાડયા રંગે;
ભાર જેવારે રૂષીના વનમાં, પરણ કુટી બાંધી નીજ જનમાં. કીર્તી. ૧૩
કૈકૈમાતે એકાંતમાં તેડી, કરણમાં જ્ઞાન રસાયણ રેડી;
કૌશલ્યાને સોમીત્રા એ બેનાં, સીક્ષાથી શોક નિવારા તેના. કીર્તી. ૧૪
ભરત શતૃઘનને સમજાવ્યા, ભાશા બંધે ભાવીને ભજાવ્યા;
પાદુકા આપીને પાછા વાળ્યા, ભરથાદિક નિજ નગ્રે આવ્યા. કીર્તી. ૧૫
ત્યાંથી પોતે પંચવટીએ પધાર્યા, મારગે કાંઇ રાક્ષસને માર્યા;
ગૌતમી ગંગાને ત્રટે વશીયા, રાઘવ ભગત રંગના રશીયા. કીર્તી. ૧૬
ત્યાં એક રાવણ ભગનીરે આવી, સુંદરી થઇને છળવા આવી;
રાજીવ લોચન નરને જાણી, બોલી જે મુજને કરો પટરાણી. કીર્તી. ૧૭
રાવણે વૈર ઉપજાવાને કાજે, અનુજનને સાંન કરી મહારાજે;
લક્ષમણે કરણ નાશિકા કાપ્યાં, સુરપંખાને સંકટ વ્યાપ્યાં. કીર્તી. ૧૮
જઈ કહ્યું ત્રીશુળા ખળદુખળને, તે હણવા આવ્યા લક્ષમણને;
ચૌદ અયુત રાક્ષસની સાથે, હરજીએ તેમને હણીયા હાથે. કીર્તી. ૧૯
બળતી સુરપંખા ભરી સાસે, રડતી તે ગઇ રાવણની પાસે;

જોને રઘુવર વનમાં આવ્યા, સુંદરી સંગે સિતાને લાવ્યા. કીર્તી. ૨૦
તે તુજ કાજે ગઇતી હું લેવા, રઘુવર નર બેને દુઃખ દેવા;
જાનકીને નજરે મેં જોયાં, એટલામાં કર્ણ નાશીકા ખોયા. કીર્તી. ૨૧
જો હઉ મદર તો ઉદ્યમ કરને. સિતા સોહાગણિને તું હરને;
તારી રાણી મે સઘળી રે જાણી, તે આગળ સૌ આંણે પાણી;
શું બેઠો વંઢળ શું વેશે, ગાનજે રાજ તારૂ રાઘવ લેશે. કીર્તી. ૨૨
એ સુણી રાવણ માઇક મામો, માઇક મરગ કરી મોકલ્યો સામો. કીર્તી.
એવી વાત રાઘવજીએ જાણી, અનળમાં ગુપ્ત કર્યાં નિજ રાણી.
છાયાં જાનકી કરતવીમાં કરીયાં. તેનાં તે લોચન મરગ જોઈ ઠરીનં
યા. કીર્તી. ૨૪
કહે રાઘવને તે આણી આપો, મરગને મારી સમીપે થાપો;
એની કંચન સરખીરે કાયા, તે જોઇ મુજને ઉપજી માયા. કીર્તી. ૨૫
રામ કહે મરગ નહીં એ રાક્ષસ, માઇક ઉપર ના ધરીએ રસ;
જાનકી કહે કહ્યું મારૂં ન ચાલે, કોને કહું જે મરગ આણી આપે. કીર્તી ૨૬
મારાં માત પિતા રહ્યાં દુરી, સસરે તો ભટકાયારે ભુરી;
કોણ જનમનીરે અમારી કરણી, આ તમારા રામની સંગે હું પરણી. કીર્તી. ૨૭
જાનકીનાં એવાં વચનને જાણી, રામે અનુજને સોંપ્યાં રાણી;
બાણ ધારી મરગ પાછળ ધાયા, માહા માઈકને શું કરે માયા. કીર્તી. ૨૮
મરતાં માઇક મહાવ ગાજ્યો, લક્ષ્મણવીર ધરીને ધાજ્યો;
એ સ્વર સુણીને સિતા સરજી, દોડોને શું બેઠાછો દિયરજી. કીર્તી. ૨૯
ભય લાગ્યો ભય કાત્રવ ભ્રાતા, લક્ષમણ કહે સીતા ધરો શાતા;
મારા ભાઈને ભે નહી કોનો, શબ્દ એ મરઘ માયાનો મોહનો. કીર્તી. ૩૦
લક્ષ્મણે જે શીક્ષા કહી સઘળી, તે સુણી જાનકી સમજ્યાં અવળી;
સાસંકે ભરથે પડાડા તમને, રામે રણઝાડી હરવા અમને. કીર્તી. ૩૧
જો હું જીવતી કોઇ કર ના આવું, પતિના પેહેલાં પ્રાંણ પઠાવું;
એવાં ઓછાં વચન સુણી લક્ષ્મણ, રીસાઇ નીચુ જોઈ ગયા રણ. કીર્તી ૩૨
એટલામાં રાવણે વેશ ધરીને. આવીને જાનકી લીધાં હરીને;
હાહા રામ કહી એમ રડતાં, રાવણ અંક્ષેથી ઉછળી પડતાં. કીર્તી. ૩૩

ત્યાં થકી જટાયુ પક્ષી આવ્યો, પાંખોને પ્રહારે રાવણને હરાવ્યો;
રૂદે રીસ રાવણને વ્યાપી પંખીની પાંખો ખડકે કાપી;કીર્તી૰ ૩૪
પીડીત પંખી ધરણીને ઢળીઓ, જાનકી લઇને રાવણ વળીઓ;
જાનકીએ નીચું જોઇ ઝાંખી, વાનરો મધ્યે વીંટીઓ નાંખી; કર્તી ૩૫
રશી મુખ પંરવત વાનર બેઠા, વાળીના ડરથી ના ઉતરે હેઠા;
રાવણે લંકામાં સીતા પેસાર્યાં, અશોક બાગની મધ્યે બેસાડ્યાં કીર્તી ૩૬
રાઘવે મારીચને માર્યો રણ, વાટે વળ્યા ત્યાં મળીયા લક્ષમણ;
કોહો સૌ મીત્રી તમે શું જાણી, કેમ મુકી આવ્યા મમરાંણી કીર્તી. ૩૭
કહે લક્ષમણ શું કરીએ રાઘવ જાનકી નેવચને લાગ્યો દવ;
કહે રાઘવ ઘટ કરીએ ઘાડું, અબળા માત્ર વચન વદે આડું; કીર્તી. ૩૮
વિનતા ના વાયક સામું નવ જોઇએ, આપણો જશ આપણના વગોવીએ
જો કોઇ રાક્ષસ હરીને જાશે, તોતો આપડી લાજ લોપાશે; કીર્તી. ૩૮
નાસી એ નર માત્રોને બેડી, તેને વન લાવાછું તેડી,
એમ કહી બે જણ વાટે વળીઆ, પરણ કુટીએ દીઠા કાગ કકળતા; કીર્તી ૪૦
રાઘવે રાણી દીઠાં જારે, આંખો ભરાઈ આંસુની ધારે
હસી તે હાસીતા કરતા, નરનાઅકનરવટ આચરતા; કીર્તી. ૪૧
જેછે સચળા ચળના વાસી, અબળા અર્થે થયા તે ઉદાશી;
નિર્લ વીકારશું જેને બોધે, તે સરવે વીધને સીતાને શોધે; કીર્તી. ૪૨
જ્યાં આવ્યા જટાયુ લડથકીઓ, રામ ઉચરતો નજરે પડીઓ;
ત્યાંથી સીતાની શોધ જમલીઆ, પંખીના પ્રાણ તણું તજી પડીયા; કી. ૪૩
તેને આપ તણી ગતી આપી, જનમ મરણની વીપત્તિ કાપી;
જેના નામ વડે હોય મુકિત, દરશન થયાં તેમાં સી અયુકિત કીર્તી. ૪૪
ત્યાંથી રઘુવર આગળ ચાલ્યા, કબળ રાક્ષસે બાથમાં ઘાલ્યા;
તેનો એક એક કર કાપી, નીજસંગતીયોની મુકિત આપી કીર્તી. ૪૫
વળતા શબરીના આશ્રમમાં પોહચ્યા, જનને કરૂણાની દ્રષ્ટીએ જોતા;
પ્રેમની બદ્રીફળને પ્રાસી શબરીને કીધી વૈકુંઠ વાશી કીર્તી. ૪૬
રશી મુખ પરવત પાસે પધાર્યા, ઉપર બેઠા કપી તે ધાર્યા;
સુગ્રીવ પાસે ચાર પ્રધાન, નળનીલ હનુમંત જાંબુવાન કીર્તી. ૪૭
હનુમંત બહુ પઇ જોવા આવ્યા, ભકત વચ્છળ જાંણી મન ભાવ્યા;

અંક્ષે બેસારીને ત્યાં આણ્યા, જુગદીસ્વ તે કપીએ જાણ્યા કીર્તી. ૪૮
સગે કરી સુગ્રીવને સુધાર્યો, વાળી વીતળ વાંદરને માર્યો;
સુત વાળીતણો શરણે આવ્યો, અંગદને એણે રાજ ઠરાવ્યોકી. ૪૯
સુગ્રીવને એણે રાજા ઠરાવી, કપીની સેના ભેગી કરાવી;
ચોદશ સીતાની શોધ તપાસે, અષ્ટ વાંદર આવ્યા અંબુની પાસેકી. ૫૦
સોધન લાધે તે ધ્રુજે છાતી, ત્યાં એક ગર્ધ્વ આવ્યો સંપાતી;
તેને જટાયુની સુણી વાતો. અંબુનું સ્નાન કરી જળ નાહાતો કી. ૫૧
કપીએ રામની કીર્તી સુણાવી, પાંખો ફરી સંપાતીને આવી;
તેને સીતાને દેખાડયાં લંકાં, કપીશ્વર સીંધુ ઓળંગતા શંખાકીર્તી. ૫૨
એટલે હનુમંત કપી ઉછળીયા, જાંનકી માતાને બાગમાં મળીયા;
કપી જોઇ સીતાને સંખા વ્યાપી, હનુમંતે રામની મુદ્રીકા આપી. કી૦ ૫૩
મુદ્રીકા આપી પ્રીતની કીધી, સીશ ધરી ઉર સાથે લીધી;
કપી કહે ભુખે હાડ કડકડીયાં. મા કહે વેણુંજમો ફળ પડીયાં કી. ૫૪
એટલી આજ્ઞા માથકે પામ્યા, વ્રક્ષ સમુળાં નાખ્યાં ઉથાપી;
વળતાં પટકીયાં પૃથ્વી સાથે. ત્યાંથી વેણી જમ્યા ફળ હાથે કીર્તી. ૫૫
જાણ થયું રાવણને જ્યારે. કેટલાક જોદ્ધા મોકલ્યા વારે;
રામનું નામ દેઇ કપી ગાજે, પુત્ર પ્રધાનને સેના કરી પ્રાજે કી. ૫૬
વળતું ઇંદ્રીજીતે અસ્ત્ર સાધું, નાગ પાસેથી કપી ગ્રહ બાંધ્યું;
કપીનું મરણ કારણ તે શું છે, ત્રણ લક્ષ વસ્ત્ર વીંટી લીધાં પુછે કીર્તી. ૫૭
ઘેર ઘેર બાંધી ફેરવીયા કપીને; સળગાવ્યાં વસ્ત્ર ગયાં તે તપીને;
તે વેળા ઉછળ્યા હનુમંત વાંદર, લંકામાં લાહ લગાડી ઘરઘર કીર્તી ૫૮
હનુમંત કહેછે લંકા પતીને, રામને પાગ પડી સોપ સતીને;
નહીતર રાજ તારૂં રોળાશે, પ્રાણ સહીત કુળનો ક્ષે થાશે કીર્તી ૫૯
આ હું આવ્યાની એંધાણી, પાછળ આવેછે જાનકી જાની;
એમ કહી મણી જાંનકીથી લીધો, સાગર ઓળંગવા ઓછાળો દીધો
કીર્તી. ૬૦

આવી અષ્ટથી એકઠા કીધા, રામને મળવા વાટે વળીઆ;
એમને રાયની બાગજ લૂંટી, ખાધાં ખુશીથી બહુ ફળ ચુંટી કીર્તી ૬૧
વળતાં અષ્ટ વાંદર ગરગડીયા, રામને મણી સુંપી પાએ પડીયા;

કપી કહે લંકામાં સીતા દેખ્યાં, રક્ષના ભેથી પીડીત પેખ્યાં કી. ૬૨
તે દુઃખ દાવાનળ જોઈ પાસે, લંકામાં લાહ્ય કરી મે હાસે;
કહ્યું જે વૈદેહ્યા મળો તો જીવું, નહીતર વીખ પડશે મારે પીવુંકી. ૬૩
તે કહી હનુમંતથી ગઈ શંખા, સેન ચલાવ્યું દેઈને ડંકા;
કેટલીક જાતીના કીસ પુછાળા, ઉડતા ઉપરા ઉપરી ઉછાળા કી. ૬૪
કેટલાક રક્ષને મરકટ માહાસે, અમર ઉડતા આગલ આસે;
પદ્મ અરાઢ સુપત જ્યાં મળીયા, સેનાની ભારે સેશ સસળીયાકી ૬૫
તે સર્વે સીંદુ કીનારે આવ્યા, લંકેશના ચોકીદાર ઉઠાવ્યા;
કૌત્ર કટારસી તપીયાં સીંધું, આવી નમ્યા જ્યાં નાથનાં બીંદુ કીર્તી. ૬૬
જીવને ઇશ જણાવા હેતુ, સાંગાએ રીંધુ સીશે રચ્યો શેતુ;
લંકાં પતીને ખબરજ આવી, રાવણે વીભીક્ષણને પુછ્યું બોલાવીકી. ૬૭
કોહોજી ભ્રાતા હવે શું કરવું, આપે સલાહ આપો તે આદરવું;
બળતા વીભીક્ષણ બોલ્યા વાણી. એ આવ્યા એ સારંગ પ્રાણીકી. ૬૮
એમની આજ્ઞા ઓળંગી ન જાય. જેનો સંકલ્પ તે તેમ થાય;
જેછે સૃષ્ટીયો લેકારી, જેના ગુણ ગાય શીવ ત્રીપુરારી. કીર્તી. ૬૯
જેને સેતુ બીંદુ રામેસ્વર, થાપ્યા તે હરીને વાહાલા હાર;
એમની જાનકી જઈને આપે, ભુજબંધ બાંધીને મળવા ચાલોકી. ૭૦
કરી અવીગના બક્ષીસ કરશે. હજો રાંગ ભુજ મુસ્તક ધરશે;
નહીતર સર્વેનો કાળજ ખુટયો. કાળના કરથી કોણ જાય છુટયોકી. ૭૧
એવી સરસ સુણી શીખામણ. કોપ કરી પછે બોલ્યા રાવણ;
રંકરુ બંધુવે રીપુની સકના જન ઉઠ એમ કહી મારી લત્તા કીર્તી. ૭૨
વીભીક્ષણ રાવણને જોઈ રડયા, ચાર પ્રધાન સમીપે ઉઠયા;
તે ગયા અશરણ શરણની પાસે. ચરણ શરણ થયા દૃઢ વિસ્વાસેકી. ૭૩
આવો લંકેશર ભલે આવ્યા, રાઘવે આદર દેઈને બોલાવ્યા;
શરણ આવે તેને અમે બહીએ, તેનું અનુષ્ટન થાય ન કદીએ કી. ૭૪
જે જનછે મારા વિસ્વાસી, તેની કાળ કરે નહી હાંસી;
અવગુણ તે ગુણને અમે ગ્રહીએ, પરણ પાળ એવાં વીરૂદ્ધ વહીએકી. ૭૫
એમ કહી રાઘવે સેન ચલાવ્યું, વાનરે લંકા નગર હલાવ્યું;
તે જોઈ સગ્રામે આવ્યા રાવણ, રક્ષરાગને જુદે ઉદારણ કીર્તી. ૭૬

અગનીત સેન રાવણનું માર્યું, રાઘવે રાક્ષસ કુળ સંહાર્યું;
ભાઇ ભત્રીજા ભાણેજ જમાઇ, તે સર્વે મુક્તિનીસાભા કમાઈ કી. ૭૭
કુંભ કરણ રાવણ ઇંદ્રજીત, જેહતા સુરા સુરોથી અધીન;
તે ઈંદ્રજીતને લક્ષમણે રાળ્યો, કુંભ કરણ રામે રગદોળ્યોકી. ૭૮
રાવણને પણ હણીઓ રામે, દેવ અદેવ હતા જેને નામે;
દેવ વિમાંનથી પુષ્પને વરખે, જેજે રામ કહી મનહરખે કી. ૭૯
વીભીક્ષણને સર્વે સુંપી રીદ્ધી, સીતાને શ્રી રાઘવજીએ લીધી;
સત્રળું કરવાને અગનીમાં ઘાલ્યાં, અગનીએ અસલ હતાં તે આ-
પ્યાં કીર્તી. ૮૦
જાંનકી સંગે શોભા જોડી, મધ્યેગી સેતુને નાંખે તોડી;
તે સતી સીતાને સંગે લેઈ, પુષ્પક ચડીયાં દુદામા દેઈ કીર્તી. ૮૧
સરવે સુપતને લીધા સંગે, રાઘવ આવ્યા અજોદ્ધા રંગે;
ભરથ શત્રુઘ્નને ત્યાં મનાવ્યા, જુદા થવાતા તે ઘરગી બનાવ્યાકી. ૮૨
નીસાદ મીત્રને લાણજ આપી, રૈયત સર્વેને પ્રીતી વ્યાપી;
માતાને નમીયા ઉતરી હેઠા, ગુરૂ આજ્ઞાથી ગાદીએ બેઠા કી. ૮૩
જગન કર્યા અષ્ટ મેધાદી આપે, નીશ પાપીના લેપાઆ પાપે;
ધર્મની લીકે સકળ વરતાવી ઉતારો ભાર અવનીએ આવી કી. ૮૪
શીક્ષા કહી રામે સભા સજને, પુષ્પક પોચાડયું સીધનકને;
લોકોને તારવા જસને વધાર્યા, પરજા સહીત નીજધામે પધાર્યાકી. ૮૫
લવકુશ દવારા વંશજ રાખો, વાલમીકજીએ જેનો જસ ભાંખો;
વેદ વચન વ્યાસે જેને ગાયા, એમનું ચરીત્ર સુંણે ખસે માયાકી. ૮૬
પતીત પાવન જેની પ્રતીતી, જેના નામે મીટે ભવ ભીતી;
જે જન રામ રસાયણ ચાખે, તેને તે કોણ પછી રોકી રાખેકી. ૮૭
કીંકરની પ્રભુ નવ જુવે કરણી, કાંઇ કરતારા વીવોમા ચરણી;
ગઉ બ્રાહ્મણમા જે પ્રભુ પાળત, દુઃખ દાળીદ્ર તણાં નીર દાલત કી. ૮૮
આનંદ રૂપી અમેના દાયક, કોટી બ્રહ્માંડના નાયક;
આજ કાંહાં વડી આળસ આણી, શેવક કાજે ઓ સરંગપ્રાણીકી.
જે અઘટીત ઘટનાના કરતા, તો કાં આજ હીંડો ઓસરતા;
પ્રભુ હું કાંઇ દીનથી પોકારૂં, બાળક જાણી ઉઘાડોને બારૂ કી. ૯૦

મુજને તો ભાવી નજરે પાડો, દાસને દીવી એ પ્રતીતી દેખાડો;
મને તો આશ્રે એક તુમારો, અબળ લહીને મુજને ઉગારો. કી૦ ૯૧
શું જોશો સાધનના બળને, કીંકર જાણી ઉઘાડો કળને;
આવરણનાં અંતર પદ ખોલો, કશ્નજી કૃષ્ણારામ શું બોલો. કીર્તી, ૯૨
સંવત અરાડસે ચોંત્તેર, ફાગણ સુદી નાંગી સશીવાસણ;
રામ ચરીત્ર સંક્ષેપે લખાણું, કશ્નારપણ ટુંકો થઇ તાંણું. કી૦ ૯૩

## કશ્નારામનાં પદ.

### પદ ૧ લું.

ગોવિંદના ગુણ ગાના તેથી મંગળ થાશે,
પાપ તાપ સર્વે જાશે તેથી મંગળ થાશે; ટેક.
અભાગીઆનો તું તજને આશરો,
સંત સંગતમાં તું જાને તેથી મંગળ થાશે; ગોવીંદ૦ ૧
દેવાદીક તારે પાએ લાગશે,
ગુણ તારા સૌ ગાશે; તેથી મંગળ થાશે. ગોવીંદ૦૨
દાસના દળીદર દુર કરવાને,
રામ રમાને મોકલશે; તેથી મંગળ થાશે. ગોવીંદ૦ ૩
સંકટ તારાં હરવા શ્રી વીઠ્ઠલ,
એતો ચક્ર ધરી પ્રભુ ધાશે; તેથી મંગળ થાશે. ગોવીંદ૦ ૪
પુરશોતમને તું તો કરને તારા પ્રીય,
તેને તે શરણે તું જાને; તેથી મંગળ થાશે. ગોવીંદ૦ ૫
કૃષ્ણારામ કહે છે કશ્નને ભજતાં,
તારૂં જન્મ મરણ જીતાશે; તેથી મંગળ થાશે. ગોવીંદ૦ ૬

## ઠાકોરજીને પોરાઢવાનું.

### પદ ૨ જું

પોઢો પોઢોરે સારંગપ્રાણી, તેની અંખીઆમેં નીંદ્રા ભરાણીરે; પોઢો;
હાંરે એમ કહે કૌશલ્યા માઇ, તુજે નીંદ બગાસા આઇરે; પોઢો. ૧

હાંરે પ્રભુ અંગસે આળસ મોડો, કમરસે પટકા છોડોરે; પોઢો, ૨
હાંરે પ્રભુ ધનુષ ભાથા તમે મેલો. હાંરે સજ્જાપર સાલ વોઢોરે; પોઢો. ૩
હાંરે સીતા સતવંતી નારી, હાંરે એને સુંદીર સેજ સુધારીરે; પોઢો. ૪
હાંરે લક્ષમણજીને આગના કીજે, હાંરે પીછે પાંઉ પલંગપર દીજેરે; પોઢો.૫
હાંરે ક્રશ્નારામ કહે કર જોડી, હાંરે પ્રભુની અખંડ રહીઓ જોડીરે. પો. ૬

## પદ ૩ જું.

કરૂણા નિધાન કરૂણા કરો, મન માન્યા માધવ.
હરજી હર ભક્તની ઉરે ધરો, મન માન્યા માધવ.
ગોવિંદ વિના કાંઈ ગમતું નથી, મન માન્યા માધવ.
કેશવજી શું કહું કથી, મન માન્યા માધવ.
સ્વપ્ના સમાન આ સંસારરે, મન માન્યા માધવ.
પ્રીછો પણ ના આવે તેનો પારરે, મન માન્યા માધવ.
મત મન જાણુ મન તેનું કારણરે, મન માન્યા માધવ.
વશ નથી થાતું જેમ વારૂંરે, મન માન્યા માધવ.
પીડાના પંથમાં પાછુ પડે. મન માન્યા માધવ.
ગીથ્યા મનોરથમાં મળે, મન માન્યા માધવ.
જ્ઞાનની લાભી ના ગમેરે, મન માન્યા માધવ,
દામા દારા રૂપી દોરરે, મન માન્યા માધવ.
જકડાયુ તે શું કરશે જારરે, મન માન્યા માધવ.
ઉગરવાનો નથી આરોરે, મનમાન્યા માધવ.
ક્રશ્નજી કૃષ્ણારામને ઉગારોરે, મન માન્યા માધવ.

## રામ ક્રશ્ન

### પદ ૧ લું. રાગ વેળાવર.

આળસ તજને અભાગીયા, ગોવિંદ ગુણ ગાતાં;
રામે આપ્યા છે રોટલા, રૂડા લાગે છે ખાતાં; આળસ. ૧
સારૂં સારૂં કહી શાકને ભલા સબડકા ભરીયા;
હઠિલા હૈડે ડામ દેઉં, તને હરિ કેમ વીસરીયા; આળસ. ૨
અન્ન વસ્તરની આશથી, ધાયો ફરે છે અંત્યા;

આખરે ચોરાશીમાં ભટકવું, તેની છે કાંઇ ચિન્તા; આળસ

કૃષ્ણ ભજન વિના કુતરં, થઇ લખ લખ ફરશો;

કકડો કોઇ નાંખે નહિં માર ખાઇ ખાઇને મરશો; આળસ. ૪

ગાડો દેહ મંજારનો, કેઇ પેરેરે ધરશો;

છેડ છેડ કદી સૌ હાંકશે, નિયાંઉ કરી મરશો; આળસ. ૫

ફુટશો ઘેર ગોલા તણે, ગરધવ ગુણ નાંખી,

જે જોગ તે તેગ તાણશો, ધણીની બીક રાખી; આળસ. ૬

આજ સેવા કર સંતની, હરિ હૈડામાં આણી;

નહિ તો પાડા થઇ પંથમાં, ભરશો કેમ પાણી; આળસ. ૭

માટે હરિ નાચો રીઝવો, કર્મ કુડારે છૂટો;

ઘોડારે થઇને આસમા, પગ શાને રે કુટો; આળસ. ૮

કીર્તન કરો શ્રી કૃષ્ણનું, મૂકી બીજી રે વાણી;

બકબક થઇને બોકડા, ખાશો ખરસાણી; આળસ. ૯

ગરજીને ગાઓ ગોવિંદને, ઘણા કાઢીને ઘાંટા;

તો ઉંટ નહિ અવતરો, ખાવાને રે કાંટા; આળસ. ૧૦

માનિતો માનવ દેહ વિશે, હરિના મારગ ચાલો;

હસ્તિ થઇને મસ્તાઓ, માથે નહિ ધૂળ ઘાલો; આળસ. ૧૧

કૃષ્ણ વિસાર્યા તે કોડશું, બહુ અવતાર ધરશો;

વાંદર થઇ વરણાગીયા, ડાળે મૂખ રે ફરશો; આળસ. ૧૨

હરિ ગુણ ગાતાં તુજને, ટાઢ વાય શરીરે;

બગાના થઈ કેમ બેસશો, તમે જળની તીરે; આળસ. ૧૩

ગુણુલા ગાઓ ગોવિંદના, શું લાગો છો લોભે;

ઘુડ થઇને ઘુઘવશો, તમે ઘરને રે મોભે; આળસ. ૧૪

કૃષ્ણ કથા રસ અનુભવો, કાને છો તમે શરવા;

કાળ નોળ વણીયર તણા, દેહ છુટોને વરવા; આળસ. ૫૧

પામી ઉત્તમ દેહને, હરિ ચિત્તથી ન મૂકો;

નિત્યે ઘરઘર માગશો, તમો લૂખો ને સૂકો; આળસ. ૧૬

રીંછ રોઝને વાગની, છે નરતી રે કાયા;

તે છૂટવા છબીલો ભજો, તમે મૂકીને માય આળસ. ૧૭

ચેતિ શકો તો ચેતજો, શું કહિએરે ઝાઝું
હરિ વિના જીવતું દુખડું, કહેતાં હું તો લાજું. આળસ० ૧૮
માનવ દેહ મોંઘો જડયો, કાંઇ સાધન સજીયે;
રામકૃષ્ણ સરવે તજી, ભગવાનને ભજીએ. આળસ० ૧૯

પદ ૨ જું. રાગ મેવાડો.

દીવેલતો ખુટયુંરે કુશકા ખાંડતાંરે, પ્રાણીયા તેં કીધું એવુંરે કામ;
આદર કરતાંરે આયુષ્ય વહી ગયુંરે, સુખમાંતો સમર્યા નહિ શ્રીરામ. દી. ૧
મનુષ્ય જનમરે મહા—મણી જડયો, ભજવાને સત્ય શ્રી સારંગપાણ;
વહોરતને વહોરીરે કાચ કથીરનીરે, કહાવે વળી સહુમાં ચતુર સુજાણ. દી. ૨
જ્યાં લગી વેહેતોરે ગાતર ગાંઠડીરે, ત્યાં લગી સહુકો કરતું હેત;
દોહલી વેળાનોરે સંગી એક રામછેરે; ચિતડામાં ચેત્તી શકાય તો ચેત દી. ૩
ઉંચીને કોટેરે ભાઇ શું દોડતોરે, આગળતો આવે છે મહા અર્ણ;
રામકૃષ્ણ પ્રભુરે સાચા સેવજોરે, તે પ્રભુ રાખશે તુજને શર્ણ. દી.

પદ ૩ જું.

સામાન સંભાળરે સંગી તારા ચાલિયારે. જે વળી આવતા તારેસાથ;
ઈંદ્રિયો સઘળીરે શીથળ વીથળ થઇરે, લાકડીનો ઝાલી છે વળી હાથ. સાં. ૧
ઊદરને કાજેરે પરને આંગણેરે, ઊભો વળી સાંજે ને પરભાત;
ધંધો ને કરતાંરે ધોળાં આવીયાંરે, નવ લહી કાળ કેરી જે ઘાત. સામાન. ૨
આ ભવમાં આવીરે ભલપણ શું કર્યુંરે. ભારે મારી જનેતા નવમાસ;
રામ નામલેતાંરે રસના આળશીરે, કીધી તેંતો વિષીયા કેરી આશ. સા० ૩
બુદ્ધિ બળ સાથેરે બંધનમાં પડયોરે, જઇ ભીડી બાવળીયાશું બાથ;
રામકૃષ્ણપ્રભુરે સાચા શેવજોરે, વાલો મારો નરક નિવારણ નાથ. સા. ૪

પદ ૪ થું.

રામ તણા ગુણ ગાઓ પંખી પ્રાણીરે, તારી દુલ્લભ મુનષાદેહ એવું જાણીરે;
મધની માખી જેમ મધમાં વાહીરે, તેમ માયાનો બંધાએલો જીવ જાવું કાંઈરે.
બાળપણાના દિન રમતાં ખોયારે, કાંઇ માત પિતાને લાડ મનેડે મોહ્યારે;
જોબનીયામાં રહીને ભોગમાં ખીલોરે, તેં વિસાર્યા શ્રીરામ વીખીયામાં ઝીલ્યો.
ત્રીસ થયાં ચાલીસ તણી ઝડ લાગીરે, કાંઇ સાધન કરવા મુઢ મતનવ જાગીરે;
પચાસે પડીયા દંત સાઠ બુધ નાઠીરે. સીતેર ન સુણે કાન કર ગ્રહી લાઠીરે;
હવે હાથ ઘસે શું થાય અવસર ભુલ્યોરે, કાંઈ સાજન બાંધી પાર આશામૂકોરે.

પછે ગળે નાશીકા નેણ દેહી તારી ફુનજેરે, ભાઈ રાત દિવસ ન જણાય કાંઈએ ન સુજેરે;
હરિથી વાહાલા હેમ વસ્તર વાધારે, તારા લાખેણા શા દન લેખેનલાગ્યારે;
માટે પેટ વરામાં પુન્ય કાંઈક કરજોરે, તમે સાધુ તણે સંગ જઈ હરિ રસ પીજોરે;
માટે જે જે બોલો રામ મુખ જપો માળારે, હરિ ડુબતાં સાહાશે કર શ્રી ગોપાળારે;
અલ્યા જેમ જેમ કરવી પ્રિત તેમ તેમ બળવુંરે, નહી નાવનો સંજોગ ફરી નથી મળવુંરે;
હેદળ પેદળ હેમ ઝૂલે ઘેર હાથીરે, તારા રગી ગયા જ્યારે હંસ કોઈ નથી સાથીરે.
કુટુંબ સહિત પરીવાર કોઈ નહીં તારૂંરે, કોઇ આજને કોઈ કાલ ખીલવટ સારૂંરે;
ગોપાળા બુદ્ધિ આપો સંકટ કાપોરે, મહેતા રામકૃષ્ણ જનરંકભક્તિઆપોરે.

---

## મુકુંદ.

### રાગ કાફી. પદ ૧

કપોતની કહેછેરે, કંથ મારૂં કહ્યું કરો;
સીંચાંણાનો ભે છેરે, પારધીએ બાણ ભર્યો. ટેક.
અહીંથી ઉડી જઈ અળગાં રહીએ, આ દેશ તજી પરદેશ;
મરમ વચન પીયુ મારાંરે માનો, લાજ નહીં લવ લેશ;
પ્રમાદને મેલોરે, રાંક વેણુ રૂદે ધરો. કપોતની૦ ૧
કપોત કંથ કહે કાયર કામની, હોનાર છે તે હશે;
શત્રુતું સાલ તે સેજમાં ટળશે, કર્યું કર્તાનું થશે;
હરદે હરી રાખોરે, મુખે કૃષ્ણ કૃષ્ણ ઉચરો; કપોતની૦ ૨
અહિ ડશ્યો પારધીને પાયે, ડગ્યો બાણ તે વાર;
સીંચાણાનું છેદાયું શીર, કૃષ્ણ કરણી કરતાર;
ભાવે ગુણ ભાખોરે, ભવજળ તરો તરો; કપોતની૦ ૩

તન તરૂવર પ્રાણ પંખીડો, પ્રવૃતિ નિવૃતિ બે નાર;
અહંકાર અહિને જરા પારધી, ક્રોધ સીંચાણો નિર્ધાર;
મુકુંદ મનમાંથીરે, પ્રભુ નવ રાખો પરો. કપોતની૦ ૪

---

## સુંદરદાસ ઉપદેશ વિષે.

### હંસાલછંદ.

રામહરિરામહરિબોલસુવા; તોસહી ચતુરસ્વજાંન પરવિન અતિ. પરેજનિ; પિંજરેમોહકુઆ;પાયઉત્તમ જનમલાયલે ચપલ મન; ગાય ગોવિંદ ગુણ. જીત જુવા; આપહી આપ અજ્ઞાંન નલનિ બંધ્યો, વિના પ્રભુ વિમુખકૈવાર સુવા; દાસ સુંદર કહે પર્મપદતો લહે, રામ હરિ રામ હરિ બોલ સુવા. હકતું હકતું બોલ તોતા, નફ્સ સૈતાંનકો આપની કેદકર ક્યા દુનિમેં ફિર્યા ખાય ગોતા; હે ગુનગાર ભીગુનાહી કરતહે,ખાયગા માર તબફ્રિરત રોતા; જિંન તુજે ખાકસેં, અજબ પૈદા કીયા તું ઉસે કયોં ફરામોસ હોતા; દાસ સુંદરકહે શરમ તબહી રહે, હકકતું હકકતું બોલ તોતા.

### કવિત.

કરત પ્રપંચ, ઇન પંચનીકે વસપર્યો, પરદારા રતલીન,આનત બુરાઈકો; પરધન હરે, પરજીવકી કરતઘાત, મદમાંસ ખાઇ, લવ લેશ ન ભલાઇકો; હોયગો હિસાબ, તબમુખ તેં ન આવે જાબ, સુંદર કહત, લેખો લેત રાઈ રાઇકો; ઇહાંતો કીયે વિલાસ, જમકીન તોહી ત્રાસ; ઉહાંતો નહીં હે કછુ, રાજ પોપાં બાઇકો; દુનિયાંકોં દોડતાહે, ઓરતકોં લોડ-તાહે, ઔ જૂદકોં મોડતાહે, બડોઇ સરાઇકો મુરગાંકો મોસતાહે, બક-રીકોં રોંસતાહે, ગરીબાંકોં ખોસતાહે,બેમહેર ગાઇકા; જૂલમકોં કરતાહે, ધનીસોં નડરતાહે, દો જંગકો ભરતાહે, ખજાંના બલાઇકા; હોયગા હિસાબ તબ, આવેગા ન જાબ કછુ, સુંદર કરત ગુનેગારહૈ ખૂદાઇકા;

### દુમીલા છંદ.

હઠ જોગ ધરો તનજાત બિયા, હરિનામ વિનામુખ ધૂર પરે;

સિઠ સોગ કરી છિંન ગાત કીયા, ચરિ ચામ વિના ભુખ પૂરી જરેં;
ભટ ભોગ પરોન્નન ધાત ધીયા, અરિ કાંમ કિના સુખ જુરી મરેં;
મઠે રોગ કરો ધન ધાત હિયાપર, રામ તિના દુખ દૂર કરેં.
ધરિ ધ્યાંન રહે રહેં પતિ ખોઇ સુખી રન લોહ બજેં તબ લાજપરેં;
ગુરૂ જ્ઞાન ગહેં અતિહોઇ સુખી, મન મોહ તજેં સબકાજ સરે;
ધરી ધ્યાન રહે પતિ ખોઈ સુખી, રન લોહ બજેં તબ લાજ પરેં;
સુરતાંન નહેં હત હોઈ રૂખી તન છોહ સજેં અબ આજ મરે;
પુરથાંન લહેં ગત ધોઇ દુઃખી, જન ઓહર જેં જબરાજ કરે,

## કવિત.

કાહેંકો ફિરત નર, ભટકત ઠોર ઠોર; ડાગુલ કી દોર, દેવી દેવ સબ જાંનીયે; જોગ જજ્ઞ જપ તપ, તીર્થ વ્રતાદિકની, તિનહુંકો ફલ સોઉ, મિથ્યાઇ બખાંનીયે; સકલ ઉપાય તજી, એક રામ ભજી; યાહો ઉપદેશ સુણી, હ્રદયેમાંહી આનીયે; તાહિં તેં સમુઝિ કરી, સુંદર વિશ્વાસ ધરી; ઓર કોઉ કહેં, કછુ તાકી નહી માનીયે.

## સવૈયા.

સંત સદા ઉપદેશ બતાવત, કેસ સબે શિર સ્વેત ભયે હેં;
તું મમતા અજહુ નહીં છાંડત, મોતહુ આય સંદેશ દયે હેં;
આજકે કાલ ચલે ઉઠ મૂરખ, તેરે તો દેખત કેતે ગયે હેં;
સુંદર ક્યાં નહિ રામ સંભારત, યા જગમેં કહો કોંન રહે હેં.

## સવૈયા.

હાડકો પિંજર ચામ મઢયો સબ, માંહી ભર્યો મળ મૂત્ર વિકારા;
થુકરૂ લાલ પરેં મુઃખ તેં પુની, વ્યાધી વહેં સબ ઓરહુ દ્વારા;
માંસકી જીભસોં ખાય સબે કછુ, તાહીં તે તાકો હેં કોન બિચારા;
એસે શરીરમેં પૈસિકે સુંદર, કેસેંકે કીજીએ સૌચ અચારા;

કાહેકોં તું નર ચાલત ટેઢો. ટેક.
થુકરૂ લાલ ભર્યો મૂખ દિસત, આંખીમેં ગીડર નાકમેં સેઢો;
ઓરઊ દ્વાર મલીન રહેં અતી, હાડકે માંસકે ભીતર બેઠો;
એસે શરીરમેં વાસ કીયો તબ, એકસે દીસત બ્રાહ્મણુ ઢેઢો;
સુંદર ગર્વ કહા ઈતને પર, કાહેકો તું નર ચાલત ટેઢો;

આપુની આદિ વિચારત નાંહી. ટેક.
જા દિંન ગર્ભ સંજોગ ભયો જબ, તાદિંન બુંદ છિયા હુતીતાહી;
દ્વાદસ માસ અધો મુઃખ ઝુલત, બુડ રહ્યો પૂનીવારસ માંહી;
તારજ વીરજકી યહ દેહ, તું તો અબ ચાલત દેખત છાંહી;
સુંદર ગર્વ ગુમાન કહા સઠ, આપુની આદિ વિચારત નાંહી;

## ભગત માળા.

ગણપત ગુરૂને લાગુ પાય, કરો કીરપા સરસ્વતી માય;
જાદવ કુળ જનમ્યા ભગવાન, દૈત તણાં ઉતાર્યાં માન.
જળમાં ગજ મૂકાવ્યો જઈ, તેની કીરપા કીધી તહીં;
પાંચ વરસનો ધ્રુજી બાળ, માહા વનમાં લીધી સંભાળ.
પ્રભુએ ઉગાર્યો પ્રલ્હાદ, હરણા કશ્યપનાં ઉતાર્યાં માન;
વખ ફેડીને વખીયા કરી, ઉગાર્યો ચંદ્રહાસ હરી;
ધના ભગતનું રાખ્યું હેત, વન બીએ નિપજાવ્યું ખેત;
પાંડવ ઉપર કીરપા કરી, લાખાગ્રેહથી ઉગાર્યા હરી;
સતી તણાં માન રાખ્યાં ધીર, ભરી સભામાં પૂર્યાં ચીર;
કંઈ સત તણી હતી કીંકરી, તે દાશીને રાણી કરી;
મીરાબાઈશું મેલ્યું મન, એકઠા બેશી આરોગ્યાં અંન;
રોહીદાસ ઉપર કીધું હેત, શ્રીફળ લીધું કરી વિવેક;
નામદેવ ઉપર દયા કરી, મૂઈ ગાય સજીવન કરી;
બોડાણાના પૂર્યા કોડ, આપ પધાર્યા શ્રી રણછોડ;
કબીર ઉપર કરૂણા કરી, આપ પધાર્યા શ્રી નરહરિ;
નરસીંહ મેહેતાને આપ્યો હાર, એવા છો પ્રભુ વિશ્વાધાર;
દુરજ્યોધન દુઃખ પામ્યો ઘણું, સત રાખ્યું તમે શેવક તણું;
હરિશ્ચંદ્રને સુખ આપ્યું નાથ, વઇકુંઠ તેડયો સઘળો સાથ;
અજામેળને ગુણકા નાર, તે તમે ઉતારી પાર;
અહલ્યા શલ્યા થઈને પડી, તમારે ચરણે ઓધરી;
મોરી ધ્વજ તમર ધ્વજરાય, અરધગ માગું નીરધાર;
કરવત મુકું કાપું શીશ, માગ માગ કહે જુગદીશ;
વિદુરજીનાં રાખ્યાં મન, સાખ ફેડીને કીધાં અંન;
બળ રાજાનું કીધું કાજ, પૃથ્વી તણેનું આપ્યું રાજ;

જાલંધરની જીત્યા નાર, કોડ પહોચાડયા દિન દયાળ;
બ્રહ્માંગદ શંકર શુભદેવ, ઉગીયા સહીત રાખ્યા મહાદેવ;
સુગ્રિવને સુખ આપ્યું વળી, વળી પહોચાડયો વૈકુંઠપુરી;
રાવણુ નીરખ રાખી રામ, વિભીક્ષણને આપ્યું રાજ;
કાળાગ્રેહ મુકાવ્યાં માત, કંઇ શક રહે એ કારણુ વાત;
મારી પુતનાના શોશા પ્રાણુ, ભાણેજ થઈ ભેટયા ભગવાન;
દઇત રાક્ષસનો ભય નવ ગણે. ત્રણુ વજર ક્ષણુમાં હણે;
એટલા જાંણી પ્રભુ કીધી દયા, મને કરગ્રહતાં ઘણા દીન થયા;
કગરી કહુંછું કરજોડ, શરણે રાખો શ્રી રણુછોડ;
ભવક ભાવે દયા કરી, એકવાર બોલો શ્રી નરહરિ;

## મીઠો.

### પદ ૧.

જાણુ જાણુ તું જીવ અભાગી જાણ, આ અવસર નહિ આવે ફરીફરી;
વાસી વાસી લખ ચોરાશી ખાણુ, મોંઘો મનખો પામ્યો મરી મરી. ૧
પશુ હતો ત્યારે મુખે ચરતો ચાર, તડકા ટાઢ સહેતો તું ઘણી;
ખાતો ખાતો બહુ બહુ વિધના માર, પીડા પામ્યો ભૂખ તૃષ્ણા તણી. ૨
પંખી હતો ત્યારે જેમ તેમ ભરતો પેટ, ઝાઝા માળા કરતો ઝાડમાં;
ઊંડા ઓળંગતો બહુ જળ કેરા બેટ. હવે તુંલટકા શીખ્યો લાડમાં. ૩
વન વગડે તું ઉગંતો કંઇ ઝાડ, ઊંધે મુસ્તક રહેતો ઝુલતો;
કાયા ઉપર કંઇ પડતા કહોવાડ, ફટ અજ્ઞાની એ શું ભુલતો. ૪
મછ કછ ને કીડી તણા કુળ માંહી, નૌતમ લીલા કરતો નારકી;
પામ્યો પામ્યો રાજય સીંહાસન આંહી, હેદળ ગેદળ પેદળ પાલખી. ૫
ભાઇ તું તારા તે દિનતો સંભાર, ગુણુ ઓશિંગળ થાને ઘેલડા;
કહે મીઠો તું જીતીને શું હાર, પ્રીતે હરી ગુણુ ગાને પેલડા. ૬

એ કવિની તારીફ કરતાં એક કવિએ કહેલો સોરઠો.
કાંઇ રવાજ કરીજ, ગઢ પતિને ગાયો નહીં;
ઢાઢી ધ્યા ધરીજ, મોહોન ગાયો મીઠીયે.

## પ્રીતમદાસનો બનાવેલો કક્કો.

### રાગ ધોળ

કરિયે કૃષ્ણુ ઉપાસના, ધરિયે હૃદયામાં ધ્યાન;

ફરિએ નહિ ગર્ભવાસમાં, હરિયે ઠીક નાદાન. કરીએ૦ ૧
ખોટો ખેલ સંસારનો, આતસ બાજીનો રંગ;
કરતાં વર્ષ વિત્યાં ઘણાં, ક્ષણમાં થાશે તે ભંગ. કરીએ૦ ૨
ગુરૂ ગમ ગાઇએ ગોવિંદને, જીવનું જોખમ જાય;
દયા દાન ને દિનતા, તે તરવાનો ઉપાય. કરીએ૦ ૩
ઘટ ઘટ પ્રત્યે રચના ઘણી, ભરિયા રત્ન ભંડાર;
હીરા મોતીની હાટડી, સદગુરૂ ખોલણ હાર. કરીએ૦ ૪
નિરમળ નામ નારાયણનું, જુગતે જપશે જે કોય;
અવિચળ પદવી તે પામશે, આવાગમન ન હોય. કરીએ૦ ૫
ચિતવન કરિયે ચિદ રૂપનું. ઇશ્વર બોલે છે આપ;
એને સમર્યે સુખ ઉપજે, ટળે ત્રીવીધના તાપ. કરીએ૦ ૬
છે છતી વસ્તુ દેખે નહીં, જીવનું જોને અજ્ઞાન;
માયા પડદા મધ્યે પડયો, ભૂલવણીનું એ ભાન. કરીએ૦ ૭
જન્મ મરણ તણી આપદા, નથી કાંઇ સંકટ સેલ;
ધંધો કરંતા ઢળી પડયો, જેમ કાંઇ ઘાણીનો ખેલ. કરીએ. ૮
ઝાઝે લોભે લાગી રહ્યો, માયાની મધ લાળ;
તેમ તેમ તૃષ્ણા વધી ઘણી, કુટાયો કંઈક કાળ. કરીએ૦ ૯
નૌતમ દેહ દુર્લભ દેવને, પ્રાણી પામ્યોછું તેહ;
હીરો નીછારે નાંખીયો, એમાં ન રહ્યો સંદેહ. કરીએ૦ ૧૦
ટેક ધરિએ નિજ નામની, સેવા સ્મરણ ધ્યાંન;
હેતે હરિરસ પીજીએ, મૂકી માન ગુમાન. કરીએ૦ ૧૧
ઠીક ઠરીનેરે બેશીએ, રાખીનેરે વિસ્વાસ;
જઠરામાં જેણે જાળવ્યો, પરહર પારકી આશ. કરીએ૦ ૧૨
ડગ મગ ઠાલી શાને કરે, તારૂં ધાર્યું નહિં થાય;
બનતું થાશે ગોવીંદનું, કોઇનું જાણ્યુ નહીં જાય. કરીએ૦ ૧૩
ઢાંક્યો પાવક ધૂંમરે, ઢાંક્યો વાદળે સુર;
માયાએ ઢાંક્યો આતમા. સમજણ રહી ગઇ છે દુર. કરીએ૦ ૧૪
રણ સંબંધે આવી મળ્યા, સુત વિત દારાને દેહ;
લેવા દેવાં જ્યારે મટે, મારગ લાગશે તેહ. કરીએ૦ ૧૫
તોળ્યું તત્વ ત્રીલોકમાં, નહિ હરિ નામ સમાન;

બીજું સરવે એ બાદલું, અંતે આવે નહીં કામ. કરીએ૦ ૧૬
થિરતા કરીને તું ન્યાળજે. રૂદે કમળમાં રૂપ;
બાહ્યાભ્યંતર ભાળજે, હરિનું અકળ સ્વરૂપ. કરીએ૦ ૧૭
દેહ તણું ફળ એહ છે, ભાવે ભજીએ ભગવાન;
બીજાં સાધન સંસારનાં, નહિ હરિ નામ સમાન. કરીએ૦ ૧૮
ધ્યાન ધરજે પરિબ્રહ્મનું. જેમ કાંઇ લોભીને ધન;
કામીને જેમ કામની, એવું કરિએ ચિતવન. કરીએ૦ ૧૯
નિશ્ચે જાણો રેહેવું નથી, જૂઠો જગત વિસ્વાસ;
એથી રહેજે તું અળગો, આઠે પહોર ઉદાશ. કરીએ૦ ૨૦
પ્રિત નિરંતર કીજીએ, સદગુરૂ સંતની સાથ;
રખે ઢોળીતું નાંખતો, અમૃત આવ્યું છે હાથ; કરીએ૦ ૨૧
ફોગટ ફંદ સંસારનો, સ્વારથનો છે સનેહ;
અંતે કોઇ કોઇનું નથી, તુંતો તેનોરે તેહ. કરીએ૦ ૨૨
બાવન ઉપનીશદ વેદના, તેનું તત્વ વિચાર;
તતપદ ત્વંપદ ત્યાગીને, અસિ પદમાં ચિત્તધાર. કરીએ૦ ૨૩
ભારે ભેદ ગુરૂ દેવનો, કોઇ નવ પામેરે પાર;
શીવ વિરંચીને સારદા, સેવે પદરજ સાર. કરીએ૦ ૨૪
માયા મુળ વની વરખડી, મોરી ત્રિભુવન માંય;
નીત્ય નૌતમ ફુલે ફરે, તાતી શીતળ છાંય; કરીએ૦ ૨૫
જીવ અનેક નિપજાવતી, સેવે સુરનર વૃંદ;
આણુંની આઘે અજાઇશ, સઉને સરખો આણુંદ. કરીએ૦ ૨૬
રહિયે ઇશ્વરને આશરે, ધારણ ધારી તે ધીર;
સુખ દુઃખ એણીપેરે આવશે, જેમ કાંઇ નાળિએરમાં નીર;ક૦ ૨૭
લીલા કોઇએ લેતું નથી, એની ભુલવણી સોય;
નટ જેમ નજરબંધી કરે, કળી શકે નહીં કોય. કરીએ૦ ૨૮
વિશ્વ રહ્યું સઉ મોહીને, જુઠી બાજીને જોય;
તેનો કરતા કોરે રહ્યો, જાણે તે જન કોય; કરીએ૦ ૨૯
શશા શોધ સ્વરૂપનેં, તેને સમજે સુખ થાય;
નિંદ્રા માંહી દુઃખ ભોગવે, તેતો જાગેથી જાય; કરીએ૦ ૩૦
ખોળે ખોટું સરવે પડે, નજડે નામને રૂપ;

બાંધી રૂંધી ઉભું કર્યું, જેવું કાષ્ટ સ્વરૂપ; કરીએ૦ ૩૧
સંશય તેને શાનો રહ્યો, જેને બ્રહ્મ-વિચાર;
અગ્નિ ઉધઈ અડે નહીં, રવિને નહીં અંધકાર; કરીએ૦ ૩૨
હરિનો મહિમા અપાર છે, નિગમ નિરંતર ગાય;
અજ ઉમયાપતિ અહીપતિ, નિશદીન ધ્યાનમાં ધાય. કરીએ૦ ૩૩
પ્રેમ પયોધરે ઝીલીયે, સદગુરૂ સંતોને સંગ;
પ્રીતમ તન મને તે થકી, પ્રગટે પુરણ રંગ. કરીએ૦ ૩૪

### ગરબી ૧ લી.

તારા મનમાં જાણે છે મરવું નથીરે. એવો નિશ્ચે કર્યો નિર્ધાર;
તેમાં ભૂલી ગયો ભગવાનનેરે.
ધન દોલત નારીને ઘણા દીકરારે, ખેતિવાડી ઘોડીને ઘરબાર; તેમાં૧
મેડી મંદીર ઝરૂખાંને માળીયાંરે, સુખ દાયક સોનેરી સેજ; તેમાં;
ગાદી તકીયાને ગાલ મશુરીયાંરે, અતિ આડ કરે છે એજ. તેમાં. ૨
નિચું કાંધ કરીને નમતો નથીરે, એવું સાધુ સંઘાતે અભિમાન; તેમાં.
અરમાળી મોહનની મૂર્તિરે, તેની સાથે ન લાગેલ તાન; તેમાં. ૩
પાપ અનેક જનમનાં આવી મળ્યાંરે, તારિ મતી મલીન થઇ મંદ તેમાં.
દેવાનંદના વાલાને વિસરી ગયોરે, તારે પડયો ગળે જેમ ફંદ. તેમાં, ૪

### ગરબી ૨ જી.

તારે માથે નગારાં વાજે મોતનાંરે, નથી એક ઘડીનો નિર્ધાર;
તોય જાણ્યા નહીં જગદીશનેરે.
મોટાં મેલીને રાજ મરી ગયારે, જેને જાતાં ન લાગી વાર, તોય૦ ૧
તારૂં જોબન ગયું જખ મારતુંરે. માથે કાળા મટીગયા કેશ; તોય.
અંતકાળે લેવાને જમ આવીયારે, તેનો ભાળી ભયંકર વેશ. તોય. ૨
રોમ કોટી વીંછી તણી વેદનારે; દુઃખ પામ્યો તું દૈવના ચોર; તોય.
સગાં સ્વાર્થી મળ્યાં સર્વે લૂંટવારે, તેનું જરીએ ન ચાલે જોર; તોય. ૩
જીભ ટુંકી પડીને તુટી નાડીઓરે, થયું દેહ તજ્યાનું તત્કાળ; તોય.
દેવાનંદ કહે જાણ્યાં મારા નાથનેરે, મળ્યો માણુસનો દેહ વિશાળ. તોય. ૪

## આત્મ જ્ઞાન વિષે.

### પદ ૧ લું રાગ પ્રભાતી.

જ્યાં લગી આતમા તત્વ ચિન્યો નહીં, ત્યા લગી સાધના સર્વે જુઠી;

મનુષ્યદેહ તારો એમ એળે ગયો, માવઠાની જેમ વૃષ્ટી વુઠી; જ્યાં. ૧
શું થયું સ્નાન સેવાને પુજા થકી. શું થયું ઘેર રહી દાન દીધે;
શું થયું ધરી જટા ભસ્મ લેપન કરે, શું થયું વાળ લોચન કીધે; જ્યાં. ૨
શું થયું તપને તીર્થ કીધા થકી, શું થયું માળ ગ્રહી નામ લીધે;
શું થયું તિલકને તુળશી ધાર્યા થકી, શું થયું ગંગાજળ પાન પીધે; જ્યાં. ૩
શું થયું વેદ વ્યાકરણ વાણી વદે, શું થયું રાગને રંગ જાણે;
શું થયું ખટ દર્શન સેવા થકી, શું થયું વરણના ભેદ આણે; જ્યાં. ૪
એ છે પરપંચ સૌ પેટ ભરવા તણા, આત્મારામ પરિબ્રહ્મ ન જોયો;
ભણે નરસંઇયો કે તત્વ દર્શન વિના, રત્ન ચિંતામણી જન્મ ખોયો. જ્યાં. ૫

## આશારામ.

### પદ ૧.

તારી ભક્તિ બોડાણાને ભાવીરે, રણછોડ રંગીલા;
જમણા હાથમાં તુળશી વાવીરે, રણછોડ રંગીલા.

છઠે માસેને દેઠ ચડાવીરે, રણછોડ રંગીલા;
ગાડા મજલો કીધી મધરાતેરે, રણછોડ રંગીલા.

આપ આવ્યા બોડાણાની સાથેરે, રણછોડ રંગીલા;
દેશ ગુજરાતમાં કરી દયારે. રણછોડ રંગીલા.
વાલો ઉમરેઠ આવીને રહ્યા રે, રણછોડ રંગીલા;

ત્યાંતો પગલાં પુજાય છે તારાં રે, રણછોડ રંગીલા.
ત્યાંતો પ્રગટ પારખું કીધું રે, રણછોડ રંગીલા;

આખા લીંબડામાં એક ડાળ મીઠું રે, રણછોડ રંગીલા;

સૌને દરસન થાય છે સારાં રે, રણછોડ રંગીલા;

કાબાને થઇ છે જાણ રે, રણછોડ રંગીલા.
લાભ લેવાને આવ્યા કાબા રે, રણછોડ રંગીલા;

કાબા દોડે ને ભગત થાય રાભા રે, રણછોડ રંગીલા.
આશારામને આશરો તારો રે, રણછોડ રંગીલા;

વાલા તરીને પાર ઉતારો રે, રણછોડ રંગીલા.

## કલ્યાણદાસ.

### રાગ પ્રભાત પદ ૧ લું.

સગપણ સાચું શાનું ભાઈ, શું માયાને વળગું રે;
અરજા ગરજી સહુ મળ્યું છે, અંતે રહેશે અળગું રે; સગપણ. ૧

ધનને કાજે તન પીલીને, ભૂમી ભેળું ભળવું રે;
ઘડી એક તો પ્યારી જાય છે, તારે તો છે મરવું રે; સગ. ૨
ઉંચા ઉંચા મહેલ બનાવી, ફુલ્યાં ફુલ્યાં ફરવું રે;
એ મંદીરમાં કોણ માહાલશે, તારે તો છે મરવુ રે; સગ. ૩
બચકે બાંધ્યા વસ્ત્ર વાઘા, ઘણું ઘરેણું કરવું રે;
પટોળાં તારાં કોણ પહેરશે, તારે તો છે મરવું રે; સગ. ૪
ઘોડા હાથી માલ ખજાના, સુખપાલમાં ફરવું રે;
એમાં જોને કોણ માલશે, તારે તો છે મરવું રે; સગપણ. ૫
ભજન કરી લે મન વૈરાગી, ફટ હૈયાના ફુટયા રે;
કહે કલ્યાણ કહ્યું નવ માને, એમ દિવસ તને રહયા રે; સગપણ. ૬

## પદ ૨ જું.

કંઇક કરગનો કરનારો તે, શરણ તમારે આવ્યો રે;
મહા જાળમાં બાંધી નાંખ્યો, હવે હરિ છોડાવો રે; કંઇક. ૧
પાપ કરતાં પાછું નવ જાયું, હરિનું નામ હું ભુલ્યો રે;
દુરી જનની સંગત મેં કીધી દેવાળામાં ડુલ્યો રે; કંઇક. ૨
અનાથ જંતુ રાંક બાપડા, તેમાં મેં કીધા વાસા રે;
લખચોરાશી ફેરા ફરતાં. કરી મુક્તિની આશા રે; કંઇક. ૩
સોનું રૂપું જંતર મંતર, તંતર મારે તું છું રે;
આ દુનિયામાં નથી ગમતું, મળવા આતુર હું છું રે; કંઇક. ૪
નામ તણો મહિમા મોટો છે. કંઇ પાપી નર તાર્યા રે;
એવું જાણીને દાસ કલ્યાણે, પ્રભુ પ્રેમે પોકાર્યા રે; કંઇક. ૪

## ઘોળ ૧ લું.

જે તન દેખી છાકયો ડોલે, તે તું દેખ વિચારીજી;
નખ શીખ સુધી નીંધા જેવું, શી માંહી વસ્તુ સારીજી. ૧
માંસ રૂધીર તે માંહી ભરીને, ઊપર મઢીયું આળુંજી;
મોહ તણે વશ થઇને મુરખ, દેખે છે રૂપાળુંજી. ૨
હાડ તણા પગ હાથ બનાવ્યા, કટકા કટકા સાંધીજી;
તે માંહી દૃઢ મમતા તુજને, એ શી આવી આંધીજી. ૩
ઉદર માંહી આંતરડાં ભરીયાં, આવે ગંધ નઠારીજી;

રગ રગમાં રોગે વીંટાણું, મળ મુતરની ક્યારીજી. ૪
ટળતાં એને વાર ન લાગે, આદ્ય અંતનું ખોટુંજી;
બ્રહ્માનંદ કહે એ સારૂ તેં, કામ બગાડયું મોટુંજી. ૫

પદ ૧ લું.

દિન બચનસેં ભાઈ, ઐસો રામકી રામા
ધ્રુ પ્રલ્હાદ ભવીક્ષણ, નારદ હનુમાન;
વ્યાસમુની રૂખમાંગદા, હરિ કેરે પ્રાણ;
ઇનકે આધું પીછુ, ફીરતે ભગવાન.
કમળાપતિ લે જાયગા, તુજે વૈકુંઠ ધામ;
ચોરીના હોયગા ફેરા, કર રહીઓ મુકામ.
ઇનકે આધું આધું જેમ હોત ગુલામ;
ઐસી નર દેહ પાયો, તેરો જનમ સુધાર.
તજ નિંદા ઓરનકી, ઓહીજા રાજકુમાર;
સુરદાસ શિખ લાવે, તોએ વારંવાર.

પદ ૨ જુ.

ધન્ય જેને હરિ ગુણ ગાયા, સંસારમાં ધન્ય જેને હરિ ગુણ ગાયા;
બધા સંસારમાં તે જન જીત્યા, બીજા જાણજો વહેવાયા તે સંસારમાં. ૧
શું થયું હાથી ઘોડા સુખપાલ બેઠે, શું થયું મેળવી માયા. સં૦ ૨
કંઠ સાહીને જમ કાઢશે પલકમાં, દુર રહેશે સુત વીત જાયા; સં૦ ૩
દયા જપો નાગનંદના કુંવરનું સફળ થાશે તારી કાયા; સંસાર૦ ૪

પદ ૧ લું.

હરિગુણ ગાઓ રે ગાઓ, અવસર નહીં આવે હાવો;
મનુષ્યાદેહનો મેળાવો; હરિગુણ ગાઓ રે. ગાઓ. ટેક.
લક્ષ ચોરાશીમાં પડશો, ફરી ફરી અવતરશો મરશો;
ધોકો જનમ જનમ ધરશો, હરિ ગુણ ગાઓ રે ગાઓ. ૨
સૌ મળી કહે મારૂં મારૂં, તેમાં કાંઇ નથી તારૂં;

મૃગજળ માયાનું લારૂં, હરિ ગુણ ગાઓ રે ગાઓ. ૨
આં ઞ્સો અળગું રહેશે, કે વહાલ પણે વળગ્યું રહેશે;
સુખ દુઃખ કોણ કોને કહેશે, હરિ ગુણ ગાઓ રે ગાઓ. ૩
કાયામાં સાચુ કરવું, કે ધ્યાન હરિનું નિત્ય નિત્ય ધરવું;
રણછોડ આ ટાણે તરવું, હરિ ગુણ ગાઓ રે ગાઓ. ૪

પદ ૨ જુ.

હરિથી ડરી ડગલાં ભરીએ, માન ગુમાન તે નવ કરીએ;
મોટાની ચોટે મરીએ, હરિથી ડરી ડગલાં ભરીએ; ટેક.
ચિતમાં ચેતીને ચાલે, મધુગર થઇને શું મહાલો;
ઠાઠ કરો છો શો ઠાલો, હરિથી ડરી ડગલાં ભરીએ. ૧
પોતે પોતાનું તાકો, આંખો આંગળીએ પાકયો;
તેની કોણ ખાશે સાખો. હરિથી ડરી ડગલાં ભરીએ. ૩
કર્યાં કર્મ કાગળીએ ચડશે, જગડા જંજીરા જડશે;
પાપી પીંજરે પડશે, હરિથી ડરી ડગલાં ભરીએ. ૪
જે કોઈ જન્મ્યું તે જાશે, ગમતું ગોવિંદનું થાશે;
રણછોડ હરિના ગુણ ગાશે, હરિથી ડરી ડગલાં ભરીએ. ૫

પદ ૩ જું.

તુંતો ભજીલે મોહન પ્યારાને. તુંતો ભજીલે મોરલી વાળાને;
તારી ઘડી પલક ઘડીયાં વાળાને. તુંતો ભજીલે મોહન પ્યારાને. ટેક.
સાત સમુદ્ર તરી તરી આવ્યો. તુંતો ડુબાઇ મુવો આવી આરામાં; તું૦૧
સારંગરાગની શેવા ના કીધી. તુંતો ગુંચાઇ રહ્યો ઘર બારામાં; તું૦૨
મિરાંબાઇ કહે પ્રભુ ગિરધરના ગુણ, હરિ ભજીલો આ વારામાં; તું૦૩

પદ ૪ થું.

જે દુઃખ થાય તે થાજોરે, રૂડા રામને ભજતાં;
પીંડ પડેતો રખે પતળાતો, જીવ જાયતો જાજો રે; રૂડા. ટેક;
ઉંચો બાંધીને તળે અગ્ની પ્રજાળે. માર મુશળના ખાજો રે; રૂડા૦૧
લોક નિંદે તેને નિંદવા દેજો, રાજા દંડેતો દંડાજો રે; રૂડા૦૨
સાત પાંચ સંત મળી રાંક રણછોડ, ગુણલા ગોવિંદજીના ગાજોરે; રૂડા૦

પદ ૫ મું.

પુરણ ભાગ્ય જાકો શ્રી રામ નામ ગાવે, રામ નામ ગાવે સિતારામ
નામ ગાવે; પુરણભાગ્ય. ટેક.

અડસઠ તિરથ ચાર ધામ, ગંગા સીંધુ નાવે;
જોગને સમાધી રામ નામ તુલ્ય નાવે; પુરણ. ૧
હવન હોમ જાગ જગ્ન લક્ષ પુજા કરાવે,
તેથી નામ મહિમા મોટા નિગમ નેતી ગાવે; પુરણ. ૨
કામ ક્રોધ લોભ છાંડી રામજો કહાવે;
ધરમ અર્થ કામ મોક્ષ ચાર ફળ પાવે પુરણ. ૩
ભવસાગર જાને તરવા, રામ નામનું છે નાવે;
ખેવટીઆરા સદ્‌ગુરૂજી, નિશ્ચે પાર પહોચાવે; પુરણ. ૪
આઠ જામ સગર રામ, સ્વાસો સ્વાસ ગાવે;
કહે રણછોડ પંખી કાગ, હંસ હોઇ જાવે;પુરણ. ૫

### પદ ૧ લું.

જુવાનીને દહાડેરે હરિતો જાણ્યા નહીંરે; મોહ્યું પરદારા સાથે મન;
કેટલાક ખોયારે, કામનીની કલપનારે; કાંઈ એક જોડવા લાગ્યો ધન.જુ.
પચીને પચાસરે, ગયા પરપંચમાંરે; દોહલાં આવ્યાં આઠવાનાં દન;
સીત્તેરતે સુધીરે કાંઈ સમજ્યો નહીંરે, વળતી ચાલ્યો સાધન કરવા વન.જુ.
આંખડીએ નાસુઝેરે ગળે બહુ નાશીકારે, બોલે તેનો સંભળાય નહીં કર્ણ;
માયા તો ન મૂકેરે તૂટે નહીં ત્રષ્ણારે, તોયે ન ઓળખ્યા અશરણ શરણ.જુ.
હાથમાં લાકડીરે ચરણ ચાલે નહીંરે, તૂટીને શીથળ થયું છે તને;
મુખમાંહી દાંતરે એક દીસે નહીંરે, તોએ પાપી ઉદર માગે અંન. જુ.
ભાગ્ય જેનુહતું રે અવસર ઓળખ્યોરે, તેતો પ્રાણી કહેવાયા હરિનાજન;
નરસંઇના સ્વામીનેરે, સુખમાં સંભારજોરે, જોહોયપુરવજનમનું પુન્ય. જુ.

### પદ ૨ જું.

દુરમતીયાં ડાહ્યાં થઇ આવે, શાણાં થઈ સમજાવેરે;
પ્રેમ ભક્તિમાં ભંગ પડાવે, અજ્ઞાન આગળ લાવેરે; દુર ટેક.
આપણા કુળમાં કેણે ન કર્યું, તે આપણે કેમ કરીએરે;
વૈરાગી થઇ નાટક નટીએ, તુલશી તિલક કેમ ધરીએરે; દુર.૧
જેવા તેવા હોય તે હરિના ગુણ ગાય, તે આપણ કેમ ગાઇયેરે;
કૃશ્ન નામની કથા થાય ત્યાં, ત્યાં આપણુ કેમ જઈએરે; દુર. ૨
આપે કલેશને ક્રોધના ભરીયા, સઘળાને સમજાવેરે;
જમ કિંકરનો મારજ પડશે, ત્યારે આડે કોઇ નહીં આવેરે; દુર. ૪

કુળને તજશે તે હરિને ભજશે,સહેશે સંસારનું મેણું રે;
ભણે નરસંઈયો હરિ તેને મળશે, બીજી વાતે વાહાશે વાહાણું રે, દુ. ૪

પદ ૩ જુ.

વાસ નહીં જ્યાં વૈશ્નવ કેરો, ત્યાં નવ વશીએ વાસડીયાં;
શ્વાસો શ્વાસ હરિ સ્મરણ ના કરે, તે શ્વાસ ધમણ કેરી શ્વાસડીયાં;
જીભલડી જપ માળા ના જપે તો, તે જીભલડંને ખાસડીયાં;
જીવત જનમ તેનો નહીં લેખામાં જે,નાકહેવાયાં હરિદાસડીયાં;વા.૧
મોહનજીની માયા તજીને; અવર માયા જાગ ફાંસડીયાં,
ભણે નરસંઈયો ભારે મારી,તેને માવલડી દસ માસડીયાં;વાસ.૨

પદ ૧ લું રાગ કાફી.

અતિ છબી સારી રે; શ્રી રણછોડ છોગાળા;
મુખ પર વારી રે, જાવું કાનડ કાળા; ટેક.
પીળાં પિતાંબર ને જરકશી જામો; ઓઢી ઉપરણી અમુલ્ય;
લટકે ને પટકે મન મારૂં અટકે, નહીં નાથ સમ તૂલ્ય;
ભવ દુઃખ ભંજન રે; ભક્તના પ્રતીપાળા; અતિ. ૧
કેડે કંદોરો કર કડાં સાંકળાં, પોંચીને બાજુબંધ;
હઈએ તે હાર હીરાના સોહીએ, મણી સાંકળી માંહ્ય;
તે પર ઓપેરે, મુગતાફળ માળા; અતિ. ૨
મુસ્તક પાઘ કલંકી તોરો, કુંડળ ઝળકે કાન;
ભાલ તિલક હરિને કેસર કેરાં, શોભો છો ભીને વાન;
આદે અનાદે રે, રાજ્ય ધણું રૂપાળા; અતી. ૩
નખ શીખ સુધી નંગ જડીત્ર, શોભીતા શણગાર;
એવા પ્રભુજી મારી રૂદયામાં રહેજો, દયા કરીને દિનાનાથ;
દેવતાને દુર્લભ રે, નયણાં ભરી ભરી ન્યાળું; અતી. ૪
એવા પ્રભુજી તમને અરજ કરૂછું, વળી વધાર જો પ્રીત;
પ્રીતમના સ્વામિ દરસન દેજો, દરસન દેજો નિત્ય નિત્ય;
પરસન થઈને રે, ઠાકોર ડાકોર વાળા; અતી. ૫

પદ.

જા ઘર હરિ કથા નહીં કીરતન, સંત નહીં મીજબાંના;
ત્યા ઘર જમડે ડેરા દીના, સાંજ પડે સમશાના; જા ઘર. ટેક.

મેરી મેરી કરતો ગરગયો મુરખો, મીટયો નહીં માન ગુમાનાં;
સંત પુરૂષની સેવાના કીધી, કીસ બીધ હોય કલ્યાણ. જા ઘર. ૧
ફુલ્યા ફુલ્યા કયા ફીરત હે, કયા દેખલાવત અંગા;
પલક એકમાં ફીન હોય જાયગા, જેસા રંગ પતંગા; જા ઘર. ૨
જ્ઞાન ગરીબીને પ્રેમ ભકિત જ્યાં, સત્ય નામ ગુલતાના;
મેહ વૈરાગે ગુરૂ ગમ જાગે, સો ઘર કોટી કલ્યાણ; જા ઘર. ૩
કાળ દુધામા દેહ રહ્યા ભાઇ, કયા બુઢા કયા જુવાના;
કહેત કબીર સુણો ભાઇ સાધુ, છોડ દીયો અભિમાના; જા ઘર. ૪

## કૃશ્નારામ.

### પદ ૧ લું.

તમે ગોવીંદ ગરીબ નીવારરે, મારી કરણી ના જોશો;
લક્ષ્મીવર રાખજો લાજરે, મારી કરણી ના જોશો; ૧
લખરે ચોરાશીના ફેરમાં રે, હું ભટકયો વારંવાર;
અતી ઘણી ભોગવી આપદારે, હવે હરજી હું પામ્યોછું હારરે; મા. ૧
દામ દારાના દોરથી, કાંઈ વીધ બંધાણા બંધ;
છબીલાજી તે હવે છોડીએરે, તુમ સાથે સધાવી સંબંધ રે; મા. ૨
સંયમનીને સ્વામિએ, મુને કાંઇ વીધ દીધા દંડ;
જો તે દીન પાછા આવશે રે. તોતો થાશે બીરૂદ ખંડ રે; મા. ૩
ચરણ શરણ જે આવીયા તે, ગાંજ્યા કોઇના ન જાય;
વેદ વદે એમ નીત્ય દારે, તે તો નીશ્ચે નીર્ભય થાય રે; મા. ૪
વ્યાસ વચનથી સાંભળ્યા તમે, આદી અનાથના નાથ;
ચરણ શરણ હું આવીયો રે, હવે હરજી હેતે ઝાલો હાથરે; મા. ૫
દોષ દહન કરો દાસનાં રે; કર્મ કરોરે બક્ષીસ;
કરૂણા કરી મુને કહાડીએરે. મોહ જાળ થકી જુગદીશ રે; મા. ૬
વીમળ કરો માહારી વાસનારે, જયમ વીશ્નુ વધે વિશ્વાસ;
આશ્રીત રહીને ઉગારીએ રે, દીન માની દાસનો દાસ રે; મા. ૭
અન્ય ઉપાધી છેટે રખેરે, એમ સાચવજો દેઈ હામ;
એક છે આપનો આશરો રે, કર જોડી કહે કૃશ્નરામ રે; મા. ૮

## રૂઘનાથ દાસ.

### પદ ૧ લું.

રંગીલો રંગીલો રણછોડરાય રંગીલો રે;

મોર મુગટ પીતાંબર સોહીએ. સુંદીર છેલ છબીલો; રણછોડ. ટેક

દ્વારકાંથી ડાકોર આવ્યા, ચલાવોને ચીલો; રણછોડ. ૧

મોટા મોટા મુની જનને; મનમાં વશો રંગીલો; રણછોડ. ૨

કોઇ કૃશ્નનો પાર ન પામે. શુરીનર મુનીજન ભીનો; રણુ૦ ૩

રૂઘનાથના સ્વામિ સામળીયા, કહીના મેલું વીલો; રણછોડ. ૪

પદ ૨ જું.

હું વારી હું વારી મુગટ પર હું વારી રે;

મોર મુગટ પિતાંબર સોહીએ, કુંડળકી છબી ન્યારી; ટેક.

હૈડીએ તે હાર બાજુ બંધ લળકે, જરકશી જામો સારો; મુ. ૧

કટી મેખલા કંકણ માળા, મુરત મંગળ કારી; મુગટ. ૨

રૂઘનાથના સ્વામિને ચરણે, જે આવે તે તારી; મુગટ. ૩

પદ ૩ જું.

એ આપો એ આપો, પ્રભુજી મને એ આપો રે;

સદાય વલ્લભ સુતની સેવા, દાસનો દાસ કરી થાપોરે;પ્રભુ. ટેક.

સંસાર માયા જાળ છે જુઠી, કૃપા કરીને કાપો; પ્રભુજી. ૨

વાસ વંદ્રાવન ડાકોર ગોકુળ, દ્વારકાંની છાપો;

રૂઘનાથના સ્વામી સામળીયા, તમ સાથે છે લાવો; પ્રભુજી. ૩

પદ ૪ થું.

વરઘોડો વરઘોડો વાલમનો વરઘોડોરે;

ચાલોને જોવા જઇએ, વાલમનો વરઘોડો રે; ટેક.

હાથીને સાથી સૌ શણગાર્યા, વચ્ચે કલંકી ઘોડો; વાલમનો. ૧

મોટા મોટા સંઘવી થઇને, દરસન કરવા દોડો; વાલમનો. ૨

લક્ષ્મીજીને મંદીર પધાર્યા, સુખ સજ્યામાં પોઢો; વાલમનો. ૩

આઠે દહાડે શુકરવારે, દાસ રૂઘનાથે જોડયો; વાલમનો; ૪

## દયારામ.

પદ ૧ લું.

નંદનો નંદન છબીલો છોગાળો રે,

સખી એની અણીયાળી આંખ કાળજ કોર રે;

મારૂં મન મોહ્યું છે એ અલબેલે રે;

બલિહારી ખમાજી ખમાજી ખમા, ચિત મારૂં ચોર્યુંછે એ સામળીયે રે;

નટવર નાગર સલુણો સામળીઓરે;
સખી એનું હસતું છે મંદ જુલગમી જોરરે,
મારૂં મન મોહ્યું છે એ અલબેલે રે; બલિહારી;
વ્રજપતિ વાહાલા નથી આ જે જનને રે;
સખી એનું વજ્ર થકી કાળજુ કઠોર રે.
મારૂં મન મોહ્યું છે એ અલબેલે રે; બલિહારી. ૩
સખી મને વ્યાકુળ કરી છે એની વાંસળીએરે,
ખુબી જેની ખસની નથી નીશ ભોર રે;
મન મારૂં મોહ્યું છે એ અલબેલે રે; બલિહારી. ૪
સખી એગને આવડા રૂપાળા કોને કીધા હશે રે.
નેણ મારાં એગનાં મુખ ચંદ્ર ચકોર રે;
મારૂં મન મોહ્યું છે એ અલબેલે રે; બલિહારી. ૫
નેહનો નિભાવન પ્રિતમ પાતળીઓરે.
સખી હું તો જાણું એને જીવનની દોર રે;
મારૂં મન મોહ્યું છે એ અલબેલે રે; બલિહારી; ૬
દયાનો પ્રિતમ અખંડ આવે છે મારે કાળજે ચડયો
સખી એતો ચતુરાના ચિતડાનો ચોર રે;
મારૂં મન મોહ્યું છે એ અલબેલે રે; બલિહારી. ૭

## થાળ વખતે ગાવાનું.

### પદ ૧ લું.

મારે ઘેર આવજે માવા, ભાવે તો ઢેબરૂ ખાવા;
બાજરીનાં બે ઢેબરાં ચીધાં, ને તરીયાં ઝાઝાં તેલ;
કડકો પાપડ કોચલી ઉપર, દહીંનું દબડું મેલ; મારે, ૧
જસોદાના માવા આવો ને, વાંસલડી વાવા;
ઉનો ઉનો પુંખ પાડું તે, ખોબલડે ખાવા; મારે. ૨
મારા છેતરમાં લાંબડી પાચીને, આવી ફુમતડે;
કારમંડીનું શાક જોઇએ તો, આ પેલે વેલે; મારે ઘેર. ૩
બાજરીના બે ઢેબરાં ચીધાંને, ઝીએ મેલ્યાં વહી;
રામકૃષ્ન પ્રભુ રંકને રે; સાચી છે સગાઇ; મારે ઘેર. ૪

**આરતી ૨ જી.**

આરતી જુગલ કીશોરકી કીજે, તન મન ધન નોછાવર કીજે;
ગૌર શામ મુખ નીરખત લીજે, હરિકો સ્વરૂપ નેનભર લીજે;
રવિ સશી કોટ બદન કીરે શોભા, વા દેખત મેરો મન ગયો લોભા;
ફુલનકો પાઘ ફુલનકીરે માળા, ફુલન સીંગાર બન્યો હો નંદલાલા;
નંદ નંદ બ્રખુભાન કીશોરી, પરમાનંદ પ્રભુ અવિચળ જોરી. ૧

**આરતી ૩ જી.**

ખેલત ચારૂ ભાઈ, શ્રી આંગણીયાંમે ખેલત ચારૂ ભાઈ; ટેક;
સીતારામ લક્ષમણ ભરથ શત્રુઘ્ન, શોભા બરણી ન જાઇ. શ્રી. ૧
ચાર રત્નોકો ખેલ રચ્યો હે, ફુલન ગેંદ બનાઈ;
તીન લોકકી સકલ સંપદા, અવધપુરીમે ચલી આઇ; શ્રી. ૨
ઠોર ઠોર મુની જનકે આશ્રમ. બેઠે ધ્યાન લગાઈ;
શિશ મુગટ કર ધનુંષ બિરાજે, દશરત સુત રઘુરાઈ; શ્રી. ૩
કલ્પ સ્વરૂપે રત્ન સિંઘાસન, જ્યાં બેઠે રઘુરાઇ;
માત કૌશલ્યા કરત આરતી. આનંદ ઉર ન સમાઇ; શ્રી. ૪
સરજુકી તીરે અજોધ્યા નગરી, અપને હાથ બનાઇ;
તુલશીદાસ ધનંધન કૌંસલપુર, ભાગ્ય બડો જીને પાઈ; શ્રી. ૫

**આરતી ૪ થી.**

કાચન મંગળ ગાવે, જશોદા મૈયા કાચન મંગળ ગાવે;
પુરણ બ્રહ્મ અખંડ અવીનાશી, શો જાકી ધેન ચરાવે; જશો. ૧
કોટી કોટી બ્રહ્માંડકો કરતા, જપ તપ ધ્યાનમાં ના આવે;
ન જાણું એ કોણ પુન્યસેં, યશોદામતી ગોદ ખેલાવે. જશોદા. ૨
શીવ સનકાદીક ઓર બ્રહ્માદિક, નિગમ નેતી નેતી ગાવે;
શેષ સહસ્ત્ર મુખ રટત નિરંતર, સો જાકો પાર ન પામે; જસો.
સુંદીર બદન કમળ દળ લોચન, ગૌધંન કે સંગ આવે;
માત જશોદા કરત આરતી. કબીરાજી દરસન પાવે; જશોદા. ૪

**समाप्त.**

॥ * सर्व तत्वनो सार * ॥

---

॥ રામ ॥

॥ રામ રામ ॥

॥ રામ રામ રામ ॥

॥ રામ રામ રામ રામ ॥

॥ રામ રામ રામ રામ રામ ॥

॥ રામ રામ રામ રામ રામ ॥

॥ રામ રામ રામ રામ રામ રામ ॥

॥ રામ રામ રામ રામ રામ રામ રામ ॥

॥ રામરામ રામ રામ રામ રામ રામ રામ ॥

॥ રામ*રામ*રામ*રામ*રામ*રામ*રામ રામ ॥

॥ રામ*રામ*રામ*રામ*રામ રામ*રામ*રામ*રામ ॥

॥ રામ*રામ*રામ*રા **રામ** મ*રામ*રામ*રામ ॥

॥ રામ*રામ*રામ*રામ*રામ*રામ*રામ*રામરામ ॥

॥ રામ*રામ*રામ*રામ*રામ*રામ*રામ રામ ॥

॥ રામ રામ રામ રામ રામ રામ*રામ રામ ॥

॥ રામ રામ રામ રામ રામ રામ રામ ॥

॥ રામ રામ રામ રામ રામ રામ ॥

॥ રામ રામ રામ રામ રામ રામ ॥

॥ રામ રામ રામ રામ રામ ॥

॥ રામ રામ રામ રામ રામ ॥

॥ રામ રામ રામ રામ ॥

॥ રામ રામ રામ ॥

॥ રામ ॥

---